# જૈન વિવિધ ગ્રંથમાલામા છપાયેલ પુસ્તકો—

૧ <u>મેઘમહોદય વર્ષપ્રબોધ</u>—(મહામહોપાધ્યાય શ્રી મેઘવિજય ગણી વિરચિત) વર્ષ કેવું થશે, સુકાળ પડશે કે દુષ્કાળ, વર્ષા ક્યારે અને કેટલો વરસશે, અનાજ, કપાસ, સોનું, ચાંદી આદિ વસ્તુઓની તેજી મંદી ઇત્યાદિ ભવિષ્યનું શુભાશુભ ફલ જાણવા માટે આ અપૂર્વ ગ્રંથ છે। કાશી આદિના પંચાગ કર્તા રાજ્ય જ્યોતિષીઓ આ ગ્રંથને પ્રમાણિક માની પોતાના પંચાગોમા આ ગ્રંથ ઉપરથી ફલાદેશ લખેછે અપૂર્વ મૂળ ગ્રંથ ૩૫૦૦ શ્લોક પ્રમાણની સાથે હિંદી ભાષા તર્જુમા પણ છપાયેલ છે જેથી સાધારણ જનતા આ ગ્રંથ ઉપરથી લાભ લઈ શકે છે। કિંમત રૂપિયા ચાર।

૨ <u>જોઈસ હીર</u>—(શ્રી હીરકલશમુનિ વિરચિત) મૂલ પ્રાકૃત ગાથા સાથે હિંદી ભાષામા છપાયેલ છે, આ દરેક જાતના મુહૂર્ત જોવા માટે અપૂર્વ ગ્રંથ છે। કિંમત પાંચ આના।

૩ <u>વાસ્તુસાર પ્રકરણ સચિત્ર</u>—ઠક્કુર (ફેરૂ) વિરચિત મૂલ અને હિંદી ભાષા તર્જુમા સાથે છપાયેલ છે, તેમા આ ગુજરાતી પ્રમાણે વિષય છે। કિંમત પાંચ રૂપિયા।

હવે પછી છપાતા ગ્રંથો—

<u>જૈન દર્શન ચિત્રાવલી</u>—જયપુરના પ્રસિદ્ધ ચિત્રકારના હાથે તૈયાર થયેલી છે, જેમા આઠ મહાપ્રાતિહાર્ય સાથે તેમજ તેમના યક્ષ યક્ષિણી સાથે ચોવીશ તીર્થંકર, તથા સરસ્વતીદેવી લક્ષ્મીદેવી ત્રિભુવનસ્વામિનીદેવી અને ગણી પીટક યક્ષરાજ સાથે ગૌતમસ્વામી અને નવપદજી ઇત્યાદિ અનેક રંગીન ચિત્ર છે।

<u>મેઘમહોદય</u>—... ચંદ્રોપાધ્યાય વિરચિત જ્યોતિષ જોવાનો અપૂર્વ ગ્રંથ।

<u>રૂપમંડન સચિત્ર</u>—સૂત્રધાર મંડન વિરચિત મૂલ અને ભાષા તર્જુમા સાથે છપાય છે તેમા હિંદુ અને જૈન આદિના સમસ્ત દેવ દેવીઓનું વર્ણન ખુલાશાવાર છે।

<u>પ્રાસાદમંડન</u>—સૂત્રધાર મંડન વિરચિત મૂલ અને ભાષા તર્જુમા સાથે મંદિર સબંધી દરેક માહિતી જાણવામાટે અપૂર્વ ગ્રંથ છે।

જે મહાશય એક રૂપિયો મોકલી સ્થાયી ગ્રાહક થશે, તેને જૈન વિવિધ ગ્રંથમાલાની દરેક ચોપડી પોણી કિંમતે મળશે।

પુસ્તક મળવાનું ઠેકાણું—

**પં૦ ભગવાનદાસ જૈન**
ઠી૦ મોતીસિંહ ભોમિયાનો રસ્તો
જયપુર સિટી (રાજપુતાના)

शासनसम्राट सूरिचक्रचक्रवर्त्ति तपोगच्छाधिपति सर्वतन्त्र

स्वतन्त्र जगद्गुरु भट्टारक आचार्य महाराजाधिराज

# श्रीमान् विजयनेमिसूरीश्वरजी महाराज

जन्म सं० १९२९ कार्तिक शुक्ला १ मधुमती (महुवा)

दीक्षा संवत १९४५ ज्येष्ठ शुक्ला ७ भावनगर



गणिपद सं० १९६० कार्तिक कृष्णा १० पंन्यासपद मार्गशीर्ष शुक्ला ३ वला

आचार्यपद संवत् १९६४ भावनगर

धर्मं प्रापि यतो मया शिवफलं कल्पद्रुतुल्योऽनघो,

यन्नामस्मृतिरेव मंगलकरी सर्वाघसंहारिणी ।

श्रीतीर्थङ्करशासनैकरसिकः सद्ब्रह्मसौभाग्यभृत्,

सोऽयं श्रीगुरुनेमिसूरिभगवान् बोधं विधत्तां मम ॥

# * समर्पण *

श्रीमान् परमपूज्य प्रात स्मरणीय कदम्बगिरि आदि अनेक
तीर्थोद्धारक तपोगच्छाधिपति शासनसम्राट्
सूरिचक्रचक्रवर्ति जगद्गुरु भट्टारक
जैनाचार्य श्री श्री श्री १००८ श्रीश्री

## विजयनेमिसूरीश्वरजी महाराज साहेबना

कर कमलमा सादर

## समर्पण

कृपापात्र—
भगवानदास जैन

# પ્રસ્તાવના

મકાન મંદિર અને મૂર્તિ આદિ કેવીરીતે સુંદર કળામય અને નિર્દોષ બનાવી શકાય કે જેને જોઇને મન આનંદિત થાય, તે મકાનમાં રહેનારને કેવા સુખ દુઃખનો અનુભવ કરવો પડે? કેવા પ્રકારની મૂર્તિ હોય કે જેથી પુણ્યપાપોનું ફળ મેળવી શકાય? ઈત્યાદિ જાણવાની અભિલાષા ઘણાંખરા મનુષ્યોને થયા કરે છે। તે જાણવામાટે પ્રાચીન આચાર્યોએ અનેક પ્રકારના શિલ્પ ગ્રંથોની રચના કરી આપણા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે। પરંતુ તેના ગ્રંથોની સુલભતા ન હોવાથી આજકાલ તેનો અભ્યાસ ઘણો કમ થઇ ગયો છે જેથી પ્રાચીન શિલ્પકળા પ્રતિદિન હ્રાસ થતી જાય છે। પ્રાચીન સમયમાં શિલ્પ શાસ્ત્રના જ્ઞાન પૂર્વક જે ઇમારતો બનેલી જોવામાં આવે છે, તે સુંદર કળામયની સાથે એટલીતો મજબુત છે કે સેંકડો વર્ષ થયા છતા પણ આજ વિદ્યમાન છે કે જેને જોવાને માટે હજારો કોશથી લોકો આવે છે અને જોઇને આશ્ચર્યમાં પડી જાય છે કે પ્રાચીન સમયમાં યંત્રોના સાધન વિના કેવીરીતે કાર્ય કર્યું હશે। આવી શિલ્પ કળાનો નાશ થવાનું કારણ જણાય છે કે—પ્રાચીન સમયમાં મુસલમાનોના રાજ્યમાં જબરજસ્તી થી હિન્દુધર્મ થી ભ્રષ્ટકરી મુસલમાન બનાવતા અને સુંદર કળામય ઈમારતો અને મંદિરો જે લાખો રૂપિયા ખર્ચ કરીને બનાવેલ તેનો નાશ કરતા હતા તથા એવા સુંદર કળામય મંદિર મકાનના રહેતા નહિ તેમજ તોડી નાખવાના ભયથી કમ બનાવવા લાગ્યા ઈત્યાદિ અત્યાચારોથી કારીગર લોકોને ઉત્તેજન કમ મળવાથી અન્ય વ્યવસાયમાં લાગી ગયા, જેથી શિલ્પ શાસ્ત્રનો અભ્યાસ કમ થતો ગયો, અને આ વિષયના ગ્રંથો જીર્ણ અવસ્થામાં પડી નાશ થતા ગયા તથા જે મુસલમાનોના હાથમાં આવ્યા તે અગ્નિને શરણ થયા, છતા જે કાંઇ પુસ્તકરૂપે રહી ગયેલ તે તેના જાણકાર ન હોવાને લીધે અધિક પ્રકાશમાં આવી શક્યા નથી અસ્તુ।

પ્રસ્તુત ગ્રંથ ની દીલ્હી પાસે કરનાલ નામનું ગામ છે ત્યાં ઉત્તમ ધંધકુળમાં ઉત્પન્ન થનાર જૈન ધર્માનુરાગી કાલિક નામના શેઠ રહેતા હતા, તેમના સુપુત્ર ઠક્કુર ચંદ્ર નામના શેઠ થયા, તેમના વિદ્વાન સુપુત્ર ઠક્કુર ફેરૂ થયા, તેમણે વિક્રમ સંવત્ ૧૩૭૨ ની સાલમાં અલાઉદ્દીન બાદશાહના સમયમાં દીલ્હી શહેરમાં રહી આ ગ્રંથની રચના કરી છે તેમ પોતે આ ગ્રંથની અને રત્નપરીક્ષા પ્રકરણની અંતમાં જણાવે છે।

આ ગ્રંથનો હિન્દી અનુવાદ બે વર્ષ પહેલા મારા તરફ થી છપાઈ બહાર પડેલ છે, તેમાં સુધારા વધારા કરી ગુજરાતી અનુવાદ સાથે આ ગ્રંથ આપની સામે ઉપસ્થિત કરૂં છું।

આ ગ્રંથમાં મુખ્ય ત્રણ પ્રકરણો છે, તેમાં પ્રથમ ગૃહનક્ષત્ર પ્રકરણમાં ભૂમિ પરીક્ષા ભૂમિ શોધન, ખાત આદિના મુહૂર્ત, આય અને વ્યય આદિનું જ્ઞાન, ગજનું પ્રમાણ, ૬૪ અને ૬૪ પ્રકારના ઘરોનું વર્ણન, પ્રવેશ દ્વાર, વેધજાણવાનો પ્રકાર, ૬૪, ૮૧, ૧૦૦ અને ૪૯ પ ના વાસ્તુ ચક્રોનું વર્ણન મકાનના ભાગો અને મકાનના શુભાશુભ ફળનું વર્ણન છે। બીજા બિંબપરીક્ષા નામના પ્રકરણમાં કાષ્ટ અને પાષાણની પરીક્ષા મૂર્તિઓના અંગ વિભાગનું માન તથા તેની રચના અને મૂર્તિના શુભાશુભ ગુણોનું વર્ણન છે। ત્રીજા પ્રાસાદ પ્રકરણમાં પ્રાસાદનું તલ પીઠ મંડોવર છજા, શિખર વિગેરે પ્રાસાદના દરેક અંગોનું માન ચિત્રો સાથે બતાવવામાં આવેલ છે તેમજ જગતીનું સ્વરૂપ મંડપની રચના વિગેરે સમસ્ત વસ્તુઓનું વર્ણન છે।

ઉપરોક્ત ત્રણે પ્રકરણની કુલ ૨૮૨ ગાથા છે, તેનું સવિસ્તર ભાષાંતર હરએક સજ્જન ને સમજવામાં આવે એવા હેતુથી અનેક નકશાએ તેમજ પ્રાચીન ચિત્રો આપી સ્પષ્ટપણે કરવામાં આવેલ છે જે વિષય આ ગ્રંથમાં અપૂર્ણ હતો તે મેં બીજા ગ્રંથોમાંથી લઈ પૂર્ણ કર્યો છે। તથા ગ્રંથની સમાપ્તિ પછી પરિશિષ્ટમાં વજ્રલેપ જે પ્રાચીન સમયમાં ભીંત ઉપર લેપ કરવાથી મકાનની હજારો વર્ષની સ્થિતિ થાય છે તેનું વર્ણન છે। તેની પછી શ્વેતામ્બર શાસ્ત્ર મુજબ ૨૪ તીર્થંકર અને તેમના યક્ષ યક્ષિણીઓનું તથા સોલહ વિદ્યાદેવી, નવગ્રહ અને દશ દિગ્પાલ આદિનું સચિત્ર સવિસ્તર વર્ણન છે, તે પછી દિગમ્બર શાસ્ત્ર પ્રમાણે ૨૪ તીર્થંકરોના ચિહ્ન અને તેમના યક્ષ યક્ષિણીનું સચિત્ર વર્ણન આપેલ છે। તથા અંતમાં પ્રતિષ્ઠા સબંધી મુહૂર્ત પણ આપેલ છે ત્યાં સમસ્ત ઉપયોગી વિષય આપી આ ગ્રંથને સર્વાંગ પૂર્ણ બનાવેલ છે, અને આખીરમાં આ ગ્રંથનાં બનાવેલ રત્નપરીક્ષા પ્રકરણ પણ આપેલ છે તેમાં હીરા પન્ના માણેક, મોતી લસણીયા, પ્રવાલ, પુખરાજ આદિ રત્નજાતિઓની, સોના, ચાંદી પીતળ તાંબુ જસત, કલઈ અને લોહ આદિ ધાતુઓની જાતિની, પારા, હિંગુલ, સિલાવર્તશંખ, રૂદ્રાક્ષ, શાલિગ્રામ કપૂર, કસ્તુરી, અગર, મલયાગરૂ, ચંદન, અને કુંકુમ આદિની ઉત્પત્તિ તથા તેની પરીક્ષા અને ગુણોનું વર્ણન છે, તેનું ભાષાંતર કરી છપાવવા વિચાર હતો, પણ તેની એકજ પ્રતિ અપૂર્ણ મળી જેથી મૂળ ગ્રંથ જે મળેલ તેજ પ્રસિદ્ધિ માટે છપાવ્યો છે।

આ ગ્રંથના ભાષાંતર કરવામાં નીચે લખેલ ગ્રંથોની મદદ લીધી છે—૧ અપરાજીત, ૨ જ્ઞાન પ્રકાશ દીપાર્ણવ, ૩ શ્રી હરિભદ્રના ૧૫ અષ્ટક, ૪ દીપાર્ણવનું જિન પ્રાસાદ અધ્યાય, ૫ પ્રાસાદ મંડન, ૬ રૂપમંડન, ૭ પ્રતિમા માન લક્ષણ, ૮ પરિમાણ મંજરી, ૯ મયમતમ્ ૧૦ શિલ્પરત્ન, ૧૧ રૂપમંડન ૧૨ રાજવલ્લભ ૧૩ શિલ્પદીપક ૧૪ સમરાંગણ સૂત્રધાર ૧૫ યુક્તિ કલ્પતરુ ૧૬ માનસાર, ૧૭ વિશ્વકર્મપ્રકાશ, ૧૮ વસુનંદિ શ્રાવકાચાર ૧૯ વિશ્વકર્મ વિદ્યા

પ્રકાશ, ૨૦ જિન સંહિતા, ૨૧ બૃહત્સંહિતા અ૦ ૫૨ થી ૫૯, ૨૨ સુવભનાસ્તુશાસ્ત્ર, ૨૩ બહત્ શિલ્પશાસ્ત્ર એ શિલ્પગ્રંથોની સિવાય ૨૪ નિર્ણાણકલિકા, ૨૫ પ્રવચનસારોદ્ધાર, ૨૬ આચાર દિનકર, ૨૭ વિવેક વિલાસ, ૨૮ પ્રતિષ્ઠા સાર, ૨૯ પ્રતિષ્ઠા કલ્પ, ૩૦ આરંભ સિદ્ધિ, ૩૧ દિન શુદ્ધિ ૩૨ લગ્ન શુદ્ધિ, ૩૩ મુહૂર્ત ચિંતામણિ, ૩૪ જ્યોતિષ રત્નમાળા, ૩૫ નારચંદ્ર, ૩૬ ત્રિષષ્ઠિશલાકાપુરૂષ ચરિત્ર, ૩૭ પદ્માન મહાકાવ્ય, ૩૮ જોઈસહીર, ૩૯ મનાધિરાજકલ્પ, ૪૦ ૪૧ ૪૨ ત્રણ સ્તુતિ ચતુર્વિંશતિકા (બપ્પભટ્ટી, શોભન મુનિ અને મેરૂ વિજયકૃત) ઇત્યાદિ।

આ ગ્રંથ પ્રકાશિત કરવાનું પૂર્ણ શ્રેય શ્રીમાન્ પરમપૂજ્ય શાસનસમ્રાટ જગદ્ગુરૂ ભટ્ટારક જૈનાચાર્ય શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ સાહેબના પટ્ટધર શ્રીમાન્ પૂજ્યપાદ વ્યાખ્યાનવાચસ્પતિ જૈનાગમન્યાય શૌનજ્યોતિષ શિલ્પશાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયોદયસૂરીશ્વરજી મહારાજ સાહેબને છે, જેમણે મને ભાષાંતર કરવામાં અનેક દુર્ગમ અર્થને સમજાવવામાં પૂર્ણ મદદ કરી છે, તેમજ તેમના સદુપદેશ થી શ્રીમાન્ માયચંદ શેઠઆણંદજી કલ્યાણજી અમદાવાદવાળાએ આ ગ્રંથની બસો નકલના પ્રથમ ગ્રાહક થઈ મને ઉત્સાહિત કરેલ છે, જેથી તેમનો સાદર આભાર માનું છું અને આશા કરૂં છું કે આવા પ્રાચીન સાહિત્ય પ્રકટ કરવામાટે ભવિષ્યમાં સહાનુભૂતિ આપી મને ઉત્સાહિત કરશે।

વિદ્વાન્ સજ્જનોને પ્રાર્થના છે કે આ ગ્રંથમાં કોઈ જગ્યાએ ભૂલ જોવામાં આવે તો ઉપહાસ નહિ કરતાં સુધારીને વાંચવાની કૃપા કરશે અને મને સૂચના આપશે તો ભવિષ્યમાં તે ભૂલ સુધારી દેવામાં આવશે।

અનુવાદક—

# વિષયાનુક્રમાણિકા

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| **ગૃહ પ્રકરણ—** | |
| મંગલાચરણ | ૧ |
| દ્વારગાથા | ૧ |
| ભૂમિ પરિક્ષા | ૨ |
| વર્ણાનુકૂલ ભૂમિ | ૨ |
| દિશા સાધન | ૨ |
| સમચોરસ સ્થાપના | ૪ |
| અષ્ટમાંશ સ્થાપના | ૪ |
| ભૂમિ લક્ષણ ફલ | ૫ |
| શલ્ય શોધન વિધિ | ૬ |
| વત્સ ચક્ર | ૮ |
| વત્સ ફલ | ૧૦ |
| શેષનાગ ચક્ર | ૧૦ |
| રાહુ વાસ્તુ ચક્ર | ૧૩ |
| ગૃહારંભમાં રાશિ ફલ | ૧૪ |
| માસ ફલ | ૧૫ |
| નક્ષત્ર ફલ | ૧૬ |
| નક્ષત્રોની અધોમુખાદિ સંજ્ઞા | ૧૭ |
| નક્ષત્રોના શુભાશુભ યોગ | ૧૭ |
| શિલાની સ્થાપના | ૧૮ |
| ખાત લગ્ન | ૧૮ |
| ગૃહપતિના વર્ગાધિપતિ | ૨૦ |
| ઘર પ્રવેશ મુહૂર્ત્ત | ૨૦ |
| ગ્રહોની સંજ્ઞા | ૨૨ |
| વાસ્તુ કના પાચ ૨ ઘરોનુ માન | ૨૨ |
| ચારે વર્ણના ઘરોનુ માન | ૨૩ |
| ઘર અને અનિ ની સમજણ | ૨૪ |
| અનિ નુ પ્રમાણ | ૨૪ |
| શાલા અને અલિંદનુ માન | ૨૪ |
| ગજનુ માન | ૨૫ |
| ગજના નવ દેવતા | ૨૫ |
| શિલ્પીના આઠ સૂત્રો સચિત્ર | ૨૬ |
| આય લાવવાની રીત | ૨૬ |
| આઠ આયના નામ | ૨૭ |
| આય ઉપરથી દ્વારની સમજણ | ૨૭ |
| એક આયના ઠેકાણે બીજો આય આવે ? | ૨૭ |
| કયે ૨ ઠેકાણે કયો ૨ આય આપવો | ૨૮ |
| ઘરના નક્ષત્રની સમજણ | ૨૯ |
| ઘરના રાશિની સમજણ | ૨૯ |
| વાસ્તુશાસ્ત્રના મતે રાશિનુ જ્ઞાન | ૨૯ |
| વ્યય લાવવાનો પ્રકાર | ૩૦ |
| વ્યયનુ ફલ | ૩૦ |
| અંશ લાવવાનો પ્રકાર | ૩૦ |
| તારાની સમજણ | ૩૧ |
| આયાદિનો અપવાદ | ૩૧ |
| લેનદેનનો વિચાર | ૩૨ |
| પરિભાષા | ૩૨ |
| ઘરોના ભેદનુ કારણ | ૩૩ |
| ધ્રુવાદિ ૧૬ ઘરોના નામ | ૩૪ |
| પ્રસ્તાર વિધિ | ૩૪ |
| ધ્રુવાદિ ૧૬ ઘરોનો પ્રસ્તાર | ૩૪ |
| ધ્રુવાદિ ઘરોનુ ફલ | ૩૬ |
| શાંતનાદિ દ્વિશાલ ઘરોના નામ | ૩૬ |
| બેશાળાવાળા ઘરનુ લક્ષણ | ૩૭ |
| શાંતનાદિ ૬૪ ઘરોનુ લક્ષણ | ૩૮ |
| સૂર્ય આદિ આઠ ઘરોનુ લક્ષણ | ૪૫ |
| ઘરના ઉદયનુ માન | ૪૮ |
| ઘરમા કયે ૨ ઠેકાણે કોનુ ૨ સ્થાન રાખવુ | ૪૮ |

## परिशिष्ट D

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|

## પરિશિષ્ટ A



## પરિશિષ્ટ B



## પરિશિષ્ટ C

હિંદી ભાષા તરનાળા આ ગ્રંથના કેટલાક અભિપ્રાયો મળેલા છે, તેમાંથી અનુક્રમે રૂપે શ્રીમાન્ પૂજ્યપાદ શાસનપ્રભાવક જૈનાચાર્ય શ્રીશ્રીશ્રી १००८ શ્રી શ્રી વિજયમેઘસૂરીશ્વરજી મહારાજ સા૦ નો અભિપ્રાય—

આ રનો ઉપાશ્રય

લી વિજયમેઘસૂરિ

પાગણ તા૦ २३-११-३७

આપની છપાયેલ 'વાસ્તુસાર પ્રકરણ' નામની બુક મેં બહુ જ સારી રીતે વાંચી છે અને એમાંથી મને ઘણુંજ જાણવાનું મળ્યું છે, તેથી ખરા અંતઃકરણથી ધન્યવાદ આપું છું। સાથે મને એ અફસોસ થાય છે કે આવા અમુલ્ય ગ્રંથ રત્નોની જૈનોમાં કદર થતી નથી, જો જૈન સમાજ આવા ગ્રંથોનો આદર પૂર્વક પ્રચાર કરે તો આજ કાલ જે અન્ય ગ્રંથોનો આશ્રય લેવો પડે છે તે ન લેવો પડે અને પોતાનાજ આવા ગ્રંથ રત્નોનો પ્રચાર થાય પણ આવા ગ્રંથરત્નોની કીમત કરનારજ હવે ક્યાં છે? જો ખરી કીમત કરનાર હોય તો હજાર નકલો તો શું પણ લાખો કેમ ન ખપે! પણ તમો જે ઉદ્યમ કરી રહ્યા છો તે માટે તમને વારંવાર ધન્યવાદ ઘટે છે।


## જયપુરીય જૈન આર્ટ—

જ્યારે આપને જયપુરના પ્રસિદ્ધ કારિગરોના હાથથી ચિતરેલા જૈન તીર્થંકર દેવ તથા સિદ્ધચક્ર આદિ કોઈપણ દેવ દેવીઓના સુંદર રંગીન ફોટાઓ ગટ્ટાઓ યંત્રો, મંડળો અને તીર્થ આદિના ચિત્ર પટો અથવા કોઈ પણ પ્રકારની પાષાણની યા ધાતુની જિન મૂર્તિઓ આદિ જૈન શિલ્પ અને ચિત્રકળાને લગતું કોઈ પણ કામ હોય ત્યારે તરત લખો—

**પં૦ ભગવાનદાસ જૈન**

ઠે૦ મોતીસિંહ ભોમીયાનો રસ્તો

જયપુરસિટી (રાજપુતાના)

श्रीवीतरागाय नमः ।

परमजैनचन्द्राङ्गज–ठक्कुर 'फेरु' विरचितम्—

# सिरि-वत्थुसार–पयरणं.

मंगलाचरण—

सयलसुरासुरविंदं दंसणवण्णाणुगं* पणमिऊणं × ।
गेहाइवत्थुसारं संखेवेणं भणिस्सामि ॥ १ ॥

સમ્યક્ દર્શન અને સમ્યગ્ જ્ઞાનવાળા દેવ અને દાનવ આદિના સમૂહને પ્રણામ કરીને ઘર આદિ બનાવવાની વિધિ જાણવાને માટે સંક્ષેપમાં વાસ્તુસાર નામનો શિલ્પ ગ્રંથ (ઠક્કુર ફેરુ) કહું છું ॥૧॥

द्वारगाथा—

इगवण्णसयं च गिहे बिंबपरिक्खस्स गाह तेवन्ना ।
तह सत्तरि पासाए दुगसय चउहुत्तरा सव्वे ॥ २ ॥

આ ગ્રંથમાં ઘર પ્રકરણમાં ગૃહવાસ્તુ નામના પહેલા પ્રકરણમાં એકસો એકાવન, બિંબપરીક્ષા નામના બીજા પ્રકરણમાં ત્રેપન અને ત્રીજા પ્રાસાદ પ્રકરણમાં સીત્તેર ગાથા, એ ત્રણે પ્રકરણની મળી બસો ચુંમોતેર (૨૭૪) ગાથા છે ॥૨॥

---

* दंसणनाणाणुगं (?) एसो पाठ वधारे ठीक जणाय छे ।
× 'नमिऊण' पाठान्तरे

भूमिपरीक्षा—

चउव्वीसगुलभूमी खण नि पुरिज्ज पुण वि सा गत्ता ।
तेणेव मट्टिआए हीणाहियसमफला नेया ॥ ३ ॥

ઘર અને મંદિર આદિ બનાવવાની ભૂમિમાં ચોવીસ આગળના માપનો ખાડો ખોદો, તેમાંથી જે માટી નીકળે, તે માટીથી પાછો તે ખાડો પૂરવો, જો ખાડો પૂરતા માટી કમ થઈ જાય અર્થાત્ ખાડો પૂરો ભરાય નહિ તો હીનફળ, માટી વધી જાય તો ઉત્તમ ફળ અને બરાબર ખાડો પૂરો ભરાય જાય, માટી વધે નહિ તો સમાન ફળ જાણવું ॥ ૩ ॥

अह सा भरिय जलेण य चरणसय गच्छमाण जा सुसइ ।
ति दु इग अगुल भूमी अहम मज्झम उत्तमा जाण ॥ ४ ॥

અથવા તે ચોવીસ આગળના ખાડામાં બરાબર પૂર્ણ પાણી ભરવું, પછી એક સો પગલા દૂર જઇ આવીને પાણીથી ભરેલા ખાડાને જોવો, જો ખાડામાં ત્રણ આગળ પાણી સુકાય જાય તો અધમ, બે આગળ પાણી સુકાય જાય તો મધ્યમ, અને એક આગળ પાણી સુકાય જાય તો ઉત્તમ ભૂમિ જાણવી ॥ ૪ ॥

वर्णानुकूल भूमि—

सियविप्पि अरुणखत्तिणी पीअवइसी अ कसिणसुद्दी अ ।
मट्टि अ वण्णपमाणा भूमी निय निय वण्णसुक्खयरी ॥ ५ ॥

સફેદ વર્ણની ભૂમિ બ્રાહ્મણને, લાલવર્ણની ભૂમિ ક્ષત્રિયને, પીળાવર્ણની ભૂમિ વૈશ્યને અને કાળા વર્ણની ભૂમિ શૂદ્રને માટે છે। એ માટીના વર્ણ પ્રમાણે પોત પોતાના વર્ણને સુખ કારક ભૂમિ જાણવી ॥ ૫ ॥

दिशा साधन—

समभूमि दुकरवित्थरि दुरेहचक्कस्स मज्झि रविसंकु ।
पढमंतछायगब्भे जमुत्तरा अद्धि उदयत्थ ॥ ६ ॥

સમતળ ભૂમિ ઉપર બે હાથના વિસ્તારવાળો એક ગોળ-વૃત્ત કરવો, પછી ગોળના મધ્ય ભાગમાં એક બાર આંગળનો શંકુ સ્થાપન કરીને સૂર્યોદયના સમયમાં જોવું, જ્યાં શંકુની છાયાનો

અંત્યભાગ ગોળની પરિધિમાં આવે ત્યાં એક ચિહ્ન કરવું, આ પશ્ચિમદિશા જાણવી। પછી સૂર્યાસ્ત સમયમાં જોવું જ્યાં શંકુની છાયાનો અંત્યભાગ પરિધિમાં આવે ત્યાં બીજું ચિહ્ન કરવું આ પૂર્વદિશા જાણવી। પછી પૂર્વ અને પશ્ચિમ ચિહ્ન સુધી એક સરળ રેખા ખેંચવી આ રેખા બરાબર વ્યાસાર્ધ માનીને એક પૂર્વ ચિહ્નથી અને બીજો પશ્ચિમ ચિહ્નથી, આ પ્રમાણે બે ગોળ કરવાથી પૂર્વ પશ્ચિમ રેખા ઉપર એક માછલીના આકાર જેવો ગોળ બનશે, આના મધ્ય બિન્દુથી ગોળના સ્પર્શ બિન્દુ સુધી એક સરળ રેખા ખેંચો, જ્યાં આ રેખા ઉપરના બિન્દુમાં સ્પર્શ કરે તે ઉત્તર દિશા, અને જ્યાં નીચેના બિન્દુમાં સ્પર્શ કરે તે દક્ષિણ દિશા જાણવી।

ઉદાહરણ જેમકે—'इ उ ए' ગોળનું મધ્ય બિન્દુ 'अ' છે, તે ઉપર બાર આંગળનો શંકુ સ્થાપીને સૂર્યોદયના સમયમાં જોયું, તો શંકુની છાયા ગોળમાં 'क' બિન્દુની પાસે પ્રવેશ કરતી જણાય છે તો 'क' બિન્દુ પશ્ચિમ દિશા સમજવી। અને આ શંકુની છાયા મધ્યાહ્ન પછી સૂર્યાસ્ત સમયમાં 'च' બિન્દુની પાસે ગોળની બહાર નિકળતી જણાય છે તો 'च' બિન્દુ પૂર્વદિશા જાણવી પછી 'क' બિન્દુથી 'च' બિન્દુ સુધી એક સરળ રેખા ખેંચવી તો તે પૂર્વપશ્ચિમ રેખા થાય છે। આ પૂર્વપશ્ચિમ રેખાને વ્યાસાર્ધ માનીને એક 'क' બિન્દુથી 'च छ ज' અને બીજો 'च' બિન્દુથી 'क ख ग' ગોળ બનાવો તો પૂર્વપશ્ચિમ રેખાની ઉપર એક માછલીના આકાર જેવો ગોળ બને છે પછી મધ્યના 'अ' બિન્દુની એક સામી સરળ રેખા ખેંચો જે માછલીના આકારવાળા ગોળની મધ્યમાં થઈને ગોળના સ્પર્શ બિન્દુને સ્પર્શ કરતી બહાર નીકળે, તે ઉત્તર દક્ષિણ રેખા જાણવી।

दिशा साधन यन्त्र –



અથવા શકુની છાયા તીરછી 'इ' બિ દુની પાસે ગોળમા પ્રવેશ કરતી જણાય તો 'इ' પશ્ચિમ બિ ુ, અને 'उ' બિ ુની પાસે બહાર નિકળતી જણાય તો 'उ' પૂર્વ બિ દુ જાણવુ। પછી 'इ' બિ દુથી 'उ' બિ દુ સુધી સરળ રેખા ખચો, તા તે પર્વપશ્ચિમ રેખા થાય છે, પછી મધ્ય બિ દુ 'अ' થી પર્વનત ઉત્તર ક્ષિણ રેખા ખેચવી।

समचोरस स्थापना—

समभूमी ति हीए वट्टति अट्ठकोण कन्नडए।
कूण दु दिसि सत्तरगुल मज्झि तिरिय हत्थुचउरसे ॥ ७ ॥

समचोरस भूमि साधन यत्र—




સમતલ ભમિ ઉપર એક હાથના વિસ્તારવાળો ગોળ બનાવો, તે ગોળમા અષ્ટાસ્ર (આઠ ખૂણિયો) અને તે અષ્ટાસ્રના ખૂણાની બ ને તરફ ૧૭ આ ગળ ની ભુજવાળો એક સમચોરસ બનાવો

ગણિતશાસ્ત્રના હિસાબે એક હાથના વિસ્તારવાળા ગોળમા આઠ કોણ બનાવવામા આવે તો પ્રત્યેક ભુજાનુ માપ નવ આ ગળ અને સમચોરસ બનાવવામા આવે તો પ્રત્યેક ભુજાનુ માપ સત્તર આ ગળ થાય છે।

अष्टमाश स्थापना—

चउरासि कि क्रि दिसे वारस भागाउ भाग पण मज्झे।
कुणेहिं सड्ढ तिय तिय इअ जायइ सुद्ध अट्ठस ॥ ८ ॥

अष्टमाश भूमि साधन यन्त्र—




સમચોરસ ભૂમિની પ્રત્યેક દિશામા બાર બાર ભાગ કરવા, તેમા પાચ ભાગ મધ્યમા અને સાડા ત્રણ ત્રણ ભાગ બને તરફ ખૂણામા રાખવા, જેથી શુદ્ધ અષ્ટમાશ થાય છે ॥ ૮ ॥

આવા પ્રકારના અષ્ટમાશ તે મદિરોના અને રાજમહેલોના મડપોમા ઘણુ કરીને બનાવવામા આવે છે।

भूमिलक्षणफल—

दिणतिग वीअप्पसवा चउरसाऽवम्मिणी अफुट्टा य ।
असल्ला भू सुहया पुव्वेसाणुत्तरम्बुवहा ॥ ९ ॥
वम्मइणी वाहिकरी ऊसरभूमीइ हवइ रोरकरी ।
अइफुट्टा मिच्चुकरी दुक्खकरी तह य ससल्ला ॥१०॥

જે ભૂમિમા બીજ વાવવાથી ત્રણ દિવસમા ઊગી જાય તેવી, સમચોરસ ઉધઈ રહિત વિના ફાટેલી શલ્ય રહિત તથા જેમા પાણીનો પ્રવાહ પૂર્વ ઈશાન યા ઉત્તર તરફ જાતો હોય તેવી અર્થાત્ પૂર્વ ઈશાન યા ઉત્તર તરફ નીચી એવી ભૂમિ સુખ દેનારાણી છે। ઉધઈવાળી ભૂમિ વ્યાધિ કારક છે ખારી ભૂમિ ઉપદ્રવ કારક છે, અધિક ફાટેલી ભૂમિ મૃત્યુકારક છે અને શલ્યવાળી ભૂમિ દુઃખ દેનારાણી છે ॥ ૧૦ ॥

સમરાગણ સૂત્રધાર મા કહ્યુ છે કે—

" रक्षोमुनाथकीनाग मरुद्हनदिक्प्लवा ।
मध्यप्लवा च भूर्व्याधि-दारिद्र्यमरणावहा ॥

અથવા શંકુની છાયા તીરછી 'इ' બિંદુની પાસે ગોળમાં પ્રવેશ કરતી જણાય તો 'इ' પશ્ચિમ બિંદુ, અને 'उ' બિંદુની પાસે બહાર નિકળતી જણાય તો 'उ' પૂર્વ બિંદુ જાણવું। પછી 'इ' બિંદુથી 'उ' બિંદુ સુધી સરળ રેખા ખેંચો, તો તે પૂર્વપશ્ચિમ રેખા થાય છે, પછી મધ્ય બિંદુ 'ज' થી પૂર્વવત્ ઉત્તર દક્ષિણ રેખા ખેંચવી।

समचोरस स्थापना—

समभूमी ति हीए वट्टति अट्ठकोण कक्कडए ।
कूण दु दिसि सत्तरगुल मज्झि तिरिय हत्थुचउरसे ॥ ७ ॥

समचोरस भूमि साधन यंत्र—




સમતલ ભૂમિ ઉપર એક હાથના વિસ્તારવાળો ગોળ બનાવો તે ગોળમાં અષ્ટાસ્ર (આઠ ખૂણિયો) અને તે અષ્ટાસ્રના ખૂણાની બ ને તરફ ૧૭ આંગળની ભુજાવાળો એક સમચોરસ બનાવો

ગણિતશાસ્ત્રના હિસાબે એક હાથના વિસ્તારવાળા ગોળમાં આઠ કોણ બનાવવામાં આવે તો પ્રત્યેક ભુજાનું માપ નવ આંગળ અને સમચોરસ બનાવવામાં આવે તો પ્રત્યેક ભુજાનું માપ સત્તર આંગળ થાય છે।

खण्माश स्थापना—

चउरसि कि कि दिसे बारस भागाउ भाग पण मज्झे ।
कुणेहि सड्ढ तिय तिय इअ जायइ सुद्ध अट्ठस ॥ ८ ॥

वह्निप्लवा वह्निभिये मृतये दक्षिणप्लवा ।
रुजे रक्ष प्लवा प्रत्यक्प्लवा धान्यधनच्छिदे ॥
कलहाय प्रवासाय रोगाय च मरुत्प्लवा ।
मध्यप्लवा तु भूमिर्या सर्वनाशाय सा भवेत् ॥"

घरनी भूमिमा नैऋत्यकोण पश्चिमदिशा दक्षिणदिशा वायुकोण अने मध्यभाग तरफ पाणी नो प्रवाह जातो होय, अर्थात् ते ते भाग नीचो होय तो ते भूमि व्याधि, दरिद्र, रोग अने वध करनारी छे। घर करनारी भूमि अग्निकोण तरफ नीची होय तो अग्निनो भय करे। दक्षिण तरफ नीची होय तो मृत्यु कारक छे। नैऋत्यकोण तरफ नीची होय तो रोगकारक छे। पश्चिम दिशा तरफ नीची होय तो धन धान्यनो विनाश करे। वायुकोण तरफ नीची होय तो क्लेश, प्रवास अने रोग कारक छे। मध्यभागमा नीची होय तो सर्व प्रकारे विनाश कारक छे।

समरांगण सूत्रधारमा प्रशस्त भूमिनु लक्षण आ प्रमाणे कहे छे—

" घर्मागमे हिमस्पर्शा या स्यादुष्णा हिमागमे ।
प्रावृष्युष्णा हिमस्पर्शा सा प्रशस्ता वसुन्धरा ॥ "

जे भूमि गरमीनी मोसममा ठडी, ठडीनी मोसममा गरम अने चोमासानी मोसममा गरम अने ठडी, ए प्रमाणे समयानुकूल रहे तो ते भूमि प्रशंसनीय छे।

वास्तुशास्त्रमा कह्यु छे के—

"मनमश्चक्षुसोर्यत्र सन्तोषो जायते भुवि ।
तस्या काय गृह सत्र-रिति गर्गादिसम्मतम् ॥"

जे भूमिने जोवाथी मन अने नेत्र प्रसन्न थाय अर्थात् जे भूमिने जोवाथी मननो उत्साह वधे तो ते भूमि उपर घर बनाववु, एवो गर्ग आदि आचार्योनो मत छे।

शल्य शोधन विधि—

बकचतएहसपज्जा इअ नव वण्णा कमेण लिहिअव्वा ।
पुव्वाइदिसासु तहा भूमि काऊण नव भाए ॥ ११ ॥
अहिमंतिऊण खडिअ विहिपुव्व कन्नाया करे दाऊ ।
आणाविज्जइ पण्ह पण्हा इम अक्खरे सल्ल ॥ १२ ॥

જે ભૂમિ ઉપર મકાન મન્દિર આદિ બનાવવાની ઈચ્છા હોય તે ભૂમિના સમાન નવ ભાગ કરવા, પછી એ નવ ભાગમાં પૂર્વાદિ આઠ દિશાના ક્રમથી અને એક મધ્યમાં 'ब क च त ए ह स प અને ज(य)" એ નવ અક્ષર ક્રમથી લખવા પછી "ॐ ह्रीं श्रीं ऐं नमो वाग्वादिनि! मम प्रश्ने अवतर अवतर' આ મન્ત્ર વડે ખડી મન્ત્રીને કન્યાના હાથમાં આપીને તેની પાસે કોઈ અક્ષર લખાવવો અથવા બોલાવવો। જે ઉપર લખેલ નવ અક્ષરોમાંથી કોઈ એક અક્ષર લખે યા બોલે તો તે અક્ષરવાળા ભાગમાં શલ્ય છે એમ સમજવું। અને ઉપરના નવ અક્ષરોમાંથી કોઈ અક્ષર પ્રશ્નમાં ન આવે તો શલ્ય રહિત ભૂમિ જાણવી ॥ ૧૧ ॥ ૧૨ ॥

| ईशान<br>प | पूर्व<br>ब | अग्नि<br>क |
|---|---|---|
| उत्तर<br>स | ज | दक्षिण<br>च |
| वायव्य<br>ह | पश्चिम<br>ए | नैऋत्य<br>त |

बप्पण्हे नरसल्ल मड्ढकरे मिच्चुकारग पुव्वे ।
कप्पण्हे खरसल्ल अग्गीए दुकरि निवदड ॥ १३ ॥

જો પ્રશ્નનો અક્ષર 'ब' આવે તો પૂર્વદિશાની ભૂમિના ભાગમાં દોઢ હાથ નીચે મનુષ્યનું શલ્ય (હાડકાં વિગેરે) છે, તે જમીનમાં રહી જાય તો ઘરધણીનું મરણ થાય। પ્રશ્નનો અક્ષર 'क' આવે તો અગ્નિ કોણમાં ભૂમિની અંદર બે હાથ નીચે ગધેડાનું શલ્ય સમજવું તે રહી જાય તો રાજાનો ભય રહે ॥ ૧૩ ॥

जामे चप्पण्हेण नरसल्ल कडितलम्मि मिच्चुकर ।
तप्पण्हे नेरईए सड्ढकरे साणुसल्लु सिसुहाणी ॥ १४ ॥

પ્રશ્નાક્ષર 'च' આવે તો ભૂમિના દક્ષિણ ભાગમાં કમ્મર બરાબર નીચે મનુષ્યનું શલ્ય સમજવું, તે રહી જાય તો ઘરધણીનું મરણ કરે। પ્રશ્નાક્ષર 'त' આવે તો નૈઋત્ય કોણમાં ભૂમિની અંદર દોઢ હાથ નીચે કુતરાનું શલ્ય જાણવું, તે રહી જાય તો તે બાળકોની હાનિ કરે, અર્થાત્ ઘરધણીને સંતાનનું સુખ ન રહે ॥ ૧૪ ॥

पच्छिमदिसि एपण्हे सिसुसल्ल करदुगम्मि परएस ।
वायव्वे हप्पणिह चउकरि अगारा मित्तनासयरा ॥ १५ ॥

પ્રશ્નાક્ષર 'ए' આવે તો પશ્ચિમ દિશાની ભૂમિ ભાગની અંદર બે હાથ નીચે બાળકનું શલ્ય જાણવું તે રહી જાય તો ઘરવાળી પરદેશ રહે, અર્થાત્ તે ઘરમાં સુખે નિવાસ કરી શકે નહીં। પ્રશ્નાક્ષર 'ह' આવે તો વાયવ્ય કોણમાં ભૂમિની અંદર ચાર હાથ નીચે અંગાર જાણવા તે રહી જાય તો મિત્ર સમથી મનુષ્યનો નાશ કરે ॥ ૧૫ ॥

उत्तरदिसि सप्पण्हे दिअनरसल्ल कडिम्मि रोरकर ।
पप्पण्हे गोसल्ल सड्ढकरे धणविणासमीसाणे ॥ १६ ॥

પ્રશ્નાક્ષર 'स' આવે તો ઉત્તર દિશામાં ભૂમિની અંદર કમ્મર બરાબર નીચે બ્રાહ્મણનું શલ્ય જાણવું, તે રહી જાય તો ઘરધણીને દરીદ્ર કરે। પ્રશ્નાક્ષર 'प' આવે તો ઈશાન કોણમાં દોઢ હાથ નીચે ગાયનું શલ્ય જાણવું, તે રહી જાય તો ધનનો નાશ કરે ॥ ૧૬ ॥

जप्पण्हे मज्झगिहे अइच्छारकवालकेसबहुसल्ला ।
वच्छच्छलप्पमाणा पाएण य हुंति मिच्चुकरा ॥ १७ ॥

પ્રશ્નાક્ષર 'ज' આવે તો ભૂમિના મધ્ય ભાગમાં છાતી બરાબર નીચે અતિ ક્ષાર, કપાલ, કેશ આદિ અનેક પ્રકારનું શલ્ય સમજવું, તે રહી જાય તો ઘરધણીનું મરણ કરે ॥ ૧૭ ॥

इअ एवमाइ अन्नेवि जे पुव्वगयाइ हुंति सल्लाइ ।
ते सव्वेवि य सोहिवि वच्छबले कीरए गेहं ॥ १८ ॥

ઉપર કહ્યા પ્રમાણે અથવા બીજા કોઈ જાતના શલ્ય જમીનમાં આવે તો તે બધાને કાઢી નાખીને ભૂમિને શુદ્ધ કરવી, પછી વત્સનું શુભ બલ જોઈને મકાન આદિ બનાવવું ॥ ૧૮ ॥
વિશ્વકર્માપ્રકાશમાં કહ્યું છે કે—

" जलान्तं प्रस्तरान्तं वा पुरुषान्तमथापि वा ।
क्षेत्रं संशोध्य चोद्धृत्य शल्यं सदनमारभेत् ॥ "

પાણી અથવા પત્થર નીકળે ત્યાં સુધી, અથવા એક પુરૂષ પ્રમાણ ખોદીને શલ્યને કાઢી નાખવું અને ભૂમિને શુદ્ધ કરવી, પછી તે ભૂમિ ઉપર મકાન આદિ બનાવવાનો આરંભ કરવો।

वत्स चक्र—

तंजहा—कन्नाइतिगे पुव्वे वच्छो तहा दाहिणे धणाइतिगे ।
पच्छिमदिसि मिणातिगे मिहुणतिगे उत्तरे हवइ ॥ १९ ॥

જ્યારે સૂર્ય કન્યા તુલા અને વૃશ્ચિક રાશિનો હોય ત્યારે વત્સનું મુખ પૂર્વ દિશામાં, ધન મકર અને કુંભ રાશિનો હોય ત્યારે વત્સનું મુખ દક્ષિણ દિશામાં, મીન મેષ અને વૃષ રાશિનો હોય

ત્યારે વત્સનુ મુખ પશ્ચિમ દિશામા, મિથુન કર્ક અને સિંહ રાશિનો સૂર્ય હોય ત્યારે વત્સનુ મુખ ઉત્તર દિશામા હોય છે ॥ ૧૯ ॥

જે દિશામા વત્સનુ મુખ હોય તે દિશામા ખાત પ્રતિષ્ઠા દ્વાર પ્રવેશ આદિનુ કાર્ય કરવાની શાસ્ત્રમા મના કરીછે, પરન્તુ વત્સ એક દિશામા ત્રણ ત્રણ માસ રહે છે, તો ત્રણ માસના સુધી ઉક્ત કાર્ય રોકવુ ઠીક નહિ તે માટે વિશેષ સ્પષ્ટતા કરે છે—

**गिहभूमि सत्तभाए पण दह तिहि तीस तिहि दह पण कमा ।**
**इअ दिणसखा चउदिसि सिरपुच्छसमकि वच्छठिई ॥ २० ॥**

वत्सचक्र—




ઘરની ભૂમિના પ્રત્યેક દિશામા સાત સાત ભાગ કરવા। તેમા અનુક્રમથી પ્રથમ ભાગમા પાચ દિન, બીજામા દશ ત્રીજામા પન્દર, ચોથામા તીસ, પાચમામા પન્દર, છઠામા દશ અને સાતમા ભાગમા પાચ દિન વત્સ રહે છે। આ પ્રમાણે ચારો દિશામા દિન સંખ્યા સમજવી। જે અંક પર વત્સનુ માથુ હોય તેજ અંકની સામેના બરોબર અંક ઉપર વત્સનુ પુચ્છ રહે છે આ પ્રમાણે વત્સની સ્થિતિ છે।૨૦॥

કન્યા રાશિનો સૂર્ય હોય ત્યારે પૂર્વ દિશામા ખાત આદિનુ કામ કરવુ હોય તો કન્યા રાશિના પ્રથમ પાચ દિન પ્રથમ ભાગમા ખાત આદિ ન કરે પરન્તુ બીજા છ ભાગમા કોઈ ઠેકાણે સારૂ મુહૂર્ત જોઈ કરી શકાય છે। છઠીથી પન્દર દિન બીજા ભાગમા સોળથી તીસ દિન ત્રીજા ભાગમા ખાત આદિ કાર્ય ન કરવુ। તુલા રાશિના તીસ દિન ચોથા ભાગમા કાર્ય ન કરવુ વૃશ્ચિક રાશિના સૂર્યમા પ્રથમ પન્દર દિવસ પાચમા ભાગમા, સોળથી પચ્ચીસ દિન છઠા ભાગમા અને છવીસથી તીસ દિન સાતમા ભાગમા કાર્ય ન કરવુ। આ પ્રમાણે પ્રત્યેક દિશામા પ્રત્યેક ભાગની દિન સંખ્યા છોડી દેવી ॥ ૨૦ ॥

वत्सफल—

अग्गिमओ आउहरो धणक्खय कुणइ पच्छिमो वच्छो ।
वामो य दाहिणो वि य सुहावहो हवइ नायव्वो ॥२१॥

વત્સ સન્મુખ હોય તો આયુષ્યનો નાશકારક છે, પાછલ વત્સ હોય તો ધનનો વિનાશ કારક છે, ડાબો અથવા જમણો વત્સ હોય તો સુખ કારક જાણવો ॥ ૨૧ ॥

પ્રથમ ખાત વખતે શેષનાગચક્ર [ રાહુચક્ર ] જોવાય છે, તેને વિશ્વકર્માએ આ પ્રમાણે બતાવેલ છે—

" ईशानत सर्पति कालसर्पो, विहायसृष्टि गणयेद् विदिक्षु ।
शेषस्य वास्तोर्मुखमध्यपुच्छ, त्रय परित्यज्य खनेच्च तुर्यम् ॥ "

પ્રથમ ઈશાન ખુણાથી રાહુ ચાલે છે, * સૃષ્ટિમાર્ગને છોડીને વિપરીત દિશામા શેષનાગનુ મુખ નાભિ અને પૂછડુ રહે છે, અર્થાત્ ઈશાન ખૂણામા મુખ, વાયવ્ય ખૂણામા નાભિ [ પેટ ] અને નૈઋત્ય ખૂણામા પુછડુ રહે છે । તે માટે આ ત્રણે ખૂણાને છોડી દઈને ચોથો જે અગ્નિ ખૂણો ખાળી રહે છે, તેમા પ્રથમ ખાત કરવુ જોઈએ । મુખ પેટ અને પુછડા ઉપર ખાત કરે તો હાનિ કારક છે ।

દૈવજ્ઞવલ્લભમા કહ્યુ છે કે—

" शिर खनेद् मातृपितॄन् निहन्यात्, खनेच्च नाभौ भयरोगपीडा ।
पुच्छ खनेत् स्त्रीशुभगोत्रहानि स्त्रीपुत्ररत्नान्नवसूनि शून्ये ॥ "

---

* રાજવલ્લભમા બીજી રીતે બતાવે છે—

" कन्यादौ रवितस्त्रये फणिमुख पूर्वादिसृष्टिक्रमात् । "

સૂર્ય કન્યા તુલા અને વૃશ્ચિક એ ત્રણ રાશિમા હોય ત્યારે શેષનાગનુ મુખ પૂર્વ દિશામા રહે છે પછી સૃષ્ટિક્રમથી સૂર્ય ધન મકર અને કુમ્ભ એ ત્રણ રાશિમા હોય ત્યારે દક્ષિણમા મીન મેષ અને વૃષભ એ ત્રણ રાશિમા હોય ત્યારે પશ્ચિમમા અને મિથુન કર્ક અને સિંહ એ ત્રણ રાશિમા હોય ત્યારે ઉત્તરમા મુખ રહે છે

" पूर्वास्येऽनिलखातन यममुखे खात शिवे कारयेत् ।
शीर्षे पश्चिमगे च वह्निखनन सौम्ये खनेद् नैऋते ॥ "

શેષનાગનુ મુખ પૂર્વ દિશામા હોય ત્યારે વાયુ કોણમા ખાત કરવુ દક્ષિણમા મુખ હોય ત્યારે ઈશાન કોણમા ખાત કરવુ પશ્ચિમમા મુખ હોય ત્યારે અગ્નિ કોણમા ખાત કરવુ અને ઉત્તરમા મુખ હોય ત્યારે નૈઋત્ય કોણમા ખાત કરવુ

ખાત મુહૂર્ત માથા ઉપર કરે તો માતા પિતાનો વિનાશ થાય, મધ્ય [ નાભિ ] ના ભાગ મા કરે તો અનેક પ્રમનનો ભય અને રોગ થાય, પુછના ભાગમા કરે તો સ્ત્રી સૌભાગ્ય અને ગોત્ર ની હાનિ થાય, ખાળી સ્થાન પર ખાત કરે તો સ્ત્રી પુત્ર ધન ના ય અને ધનની પ્રાપ્તિ થાય ।




આ શેષના ગ ચક્ર બનાવવાની વિધિ આ પ્રમાણે છે—પ્રથમ આડ બનાવવાની જમીનમા મ ભર સમચોરસ ચોસઠ કોઠા કરવા, પછી પ્રત્યેક કોઠામા રવિવાર આદિ સાતે વાર લખવા અને છઠ્ઠા કોઠામા પ્રથમ કોઠાનો વાર લખવો । પછી તેમા નાગની આકૃતિ એવી રીતે કરો કે પ્રત્યેક શનિવાર અને મંગળવારના કોઠામા સ્પર્શ કરતી માલુમ પડે જ્યા જ્યા નાગની આકૃતિ જણાય અર્થાત્ જ્યા જ્યા શનિવાર અને મંગળવારના કોઠાઓ હોય ત્યા ત્યા ખાત કરવુ નહિ ।

ना मुख जाणवा माटे मुहूर्त चिंतामणिमां बतावे छे के—

" देवालये गेहविधौ जलाशये, राहोर्मुखं शम्भुदिशो विलोमत ।
मीनार्क–सिंहार्क–मृगार्कतस्त्रिभे, खाते मुखात् पृष्ठविदिक्शुभा भवेत् ॥ "

देवालयनो आरम्भ करती वखते राहु [ नाग ] नुं मुख मीन मेष अने वृष राशिनो सूर्य होय त्यारे ईशान कोणमां, मिथुन कर्क अने सिंह राशिनो सूर्य होय त्यारे वायु कोणमां, कन्या तुला अने वृश्चिकनो सूर्य होय त्यारे नैऋत्य कोणमां, धन मकर अने कुंभ राशिनो सूर्य होय त्यारे अग्नि कोणमां रहे छे।

घरनो आरम्भ करती वखते राहुनुं मुख, सिंह कन्या अने तुला राशिना सूर्यमां ईशान कोणमां, वृश्चिक धन अने मकर राशिना सूर्यमां वायु कोणमां, कुंभ मीन अने मेष राशिना सूर्यमां नैऋत्य कोणमां, वृष मिथुन अने कर्क राशिना सूर्यमां अग्नि कोणमां रहे छे।

कुवा वाव तळाव आदि जलाशयनो आरम्भ करती वखते राहुनुं मुख मकर कुंभ अने मीनना सूर्यमां ईशान कोणमां, मेष वृष अने मिथुनना सूर्यमां वायु कोणमां, कर्क सिंह अने कन्याना सूर्यमां नैऋत्य कोणमां, तुला वृश्चिक अने धनना सूर्यमां अग्नि कोणमां रहे छे।

मुखना पाछळना भागमां खात करवुं। मुख ईशान कोणमां होय त्यारे अग्नि कोणमां खात करवुं, मुख वायु कोणमां होय त्यारे खात ईशान कोणमां, नैऋत्य कोणमां मुख होय त्यारे खात वायु कोणमां अने अग्नि कोणमां मुख होय त्यारे खात नैऋत्य कोणमां करवुं।

हीरकलश मुनि कहे छे के—

" वसहाइ गिणिअ वई चेइअ मिणाइ गेहसिंहाइ ।
जल मयर दुग्गि कण्णा कम्मेण ईसानकूणलिय ॥ "

वीनाहु आदिना वखते जे रेखी बतावनामा आवे छे, तेना प्रारम्भमां वृषभ आदि, देवालयना आरम्भमां मीन आदि, घरना आरम्भमां सिंह आदि, जलाशयना आरम्भमां मकर आदि, अने गढना आरम्भमां कन्या आदि त्रण त्रण संक्रांतिओमां राहुनुं मुख ईशान आदि खुणामां विलोमक्रमथी रहे छे।

राहु ( नाग ) नु मुख जाणवा माटे यत्र—

| | ईशान कोण | वायव्य कोण | नैऋत्य कोण | अग्नि कोण |
|---|---|---|---|---|
| देवालय | मीन मेष वृष | मिथुन कर्क सिंह | कन्या तुला वृश्चिक | धन मकर कुंभ |
| घर | सिंह कन्या तुला | वृश्चिक धन मकर | कुंभ मीन मेष | वृष मिथुन कर्क |
| जलाशय | मकर कुंभ मीन | मेष वृष मिथुन | कर्क सिंह कन्या | तुला वृश्चिक धन |
| वेदी | वृष मिथुन कर्क | सिंह कन्या तुला | वृश्चिक धन मकर | कुंभ मीन मेष |
| गढ | कन्या तुला वृश्चिक | धन मकर कुंभ | मीन मेष वृष | मिथुन कर्क सिंह |

घर आदिना आरंभमा वृषवास्तुचक्र कहे छे—

" गेहाद्यारम्भेऽर्कभाद्वत्सशीर्षे, रामैर्दाहो वेदभिरग्रपादे ।
शून्यं वेदैः पृष्ठपादे स्थिरत्वं, रामैः पृष्ठे श्रीर्युगैर्दक्षकुक्षौ ॥
लाभो रामैः पुच्छगैः स्वामिनाशो, वेदैर्नैःस्व्यं वामकुक्षौ मुखस्थैः ।
रामैः पीडा सन्ततं चार्कधिष्ण्या-द्दस्रैः रुद्रैर्दिग्भिरुक्तं ह्यसत्सत् ॥ "

ઘર અને પ્રાસાદ આદિના આરંભમાં આ વૃષવાસ્તુચક્ર જોવાય છે. જે નક્ષત્ર ઉપર સૂર્ય હોય, તે નક્ષત્રથી ચંદ્રમાના [ દિનના ] નક્ષત્ર સુધી ગણવું, તેમાં પહેલાં ત્રણ નક્ષત્ર વૃષભના મસ્તક ઉપર જાણવા, આ નક્ષત્રોમાં ઘર આદિનો આરંભ કરે તો અગ્નિનો ઉપદ્રવ થાય। ચાર

| स्थान | नक्षत्र | फल |
|---|---|---|
| मस्तके | ३ | अग्निदाह |
| आगला पगे | ४ | शून्यता |
| पाछला पगे | ४ | स्थिर वास |
| पीठे | ३ | लक्ष्मी प्राप्ति |
| जमणी कुखे | ४ | लाभ |
| पूछडे | ३ | स्वामिनाश |
| डाबी कुखे | ४ | निर्धनता |
| मुखे | ३ | पीडा |

સાત નક્ષત્ર વૃષભના આગલના પગ ઉપર જાણના, આમા આરમ્ભ કરે તો ઘર શૂન્ય રહે અર્થાત્ મનુષ્યનો વાસ થાય નહિ । આઠથી અગ્યાર નક્ષત્ર પાછલના પગ ઉપર જાણના, આમા આરમ્ભ કરે તો ઘર સ્વામીનો સ્થિર વાસ રહે । બારથી ચૌદ નક્ષત્ર પીઠ ઉપર જાણના આ નક્ષત્રોમા આરમ્ભ કરે તો લક્ષ્મીની પ્રાપ્તિ થાય ૧૫ થી અઢાર નક્ષત્ર જમણી કૂખ ઉપર જાણના, આમા આરમ્ભ કરે તો અનેક પ્રકારના શુભ લાભની પ્રાપ્તિ થાય । ઓગણીશથી એકવીશ નક્ષત્ર પૂછડા ઉપર જાણના, આમા આરમ્ભ કરે તો સ્વામીનો વિનાશ થાય બાવીસથી પચ્ચીસ નક્ષત્ર ડાબી કુખ ઉપર જાણના, આમા આરમ્ભ કરે તો ઘરના સ્વામીને દરીદ્ર રાખે । છવીસથી અઠાવીસ નક્ષત્ર મુખ ઉપર જાણના, આમા આરમ્ભ કરે તો નિરન્તર કષ્ટ રહયા કરે । સામાન્ય પ્રકારે એમ પણ કહ્યુ છે, કે—સૂર્યના નક્ષત્રથી ચન્દ્રમાના નક્ષત્ર સુધી ગણતા પ્રથમ સાત નક્ષત્ર અશુભ છે, આઠથી અગ્યાર નક્ષત્ર શુભ છે, ઓગણીશથી અઠાવીશ નક્ષત્ર અશુભ છે ।

घरना आरम्भमा राशिनु फल--

धनमीणमिहुणकण्णा-सकतीए न कीरए गेहं ।
तुलविच्छियमेसविसे पुव्वावर * सेस सेसदिसे ॥ २२ ॥

ધન મીન મિથુન અને કન્યા એ ચાર રાશિઓની ઉપર જ્યારે સૂર્ય હોય ત્યારે ક્યારે પણ ઘરનો આરમ્ભ કરવો નહિ । તુલા વૃશ્ચિક મેષ અને વૃષ એ ચાર રાશિઓની ઉપર સૂર્ય હોય ત્યારે પૂર્વ અને પશ્ચિમ દિશાના દ્વારવાળુ ઘર ન કરવુ, પરન્તુ દક્ષિણ અથવા ઉત્તર દિશાના દ્વાર વાળા ઘરનો આરમ્ભ કરવો । બાકી કર્ક સિંહ મકર અને કુંભ એ ચાર રાશિઓની ઉપર સૂર્ય હોય ત્યારે દક્ષિણ અને ઉત્તર દિશાના દ્વારવાળુ ઘર ન કરવુ, પરન્તુ પૂર્વ અથવા પશ્ચિમ દિશાના દ્વારવાળા ઘરનો આરમ્ભ કરવો ॥ ૨૨ ॥

* 'दाहिणोवर' इति पाठान्तरे ।

મુહૂર્ત્ત ચિન્તામણિની ટીકામા શ્રીપતિ કહે છે—

" कर्किनक्रहरिकुम्भगतेऽर्के, पूर्वपश्चिममुखानि गृहाणि ।
तौलिमेषवृषवृश्चिकयाते, दक्षिणोत्तरमुखानि च कुर्यात् ॥
अन्यथा यदि करोति दुर्मति-र्व्याधिशोकधननाशमश्नुते ।
मीनचापमिथुनाङ्गनागते, कारयेत्तु गृहमेन भास्करे ॥ "

કર્ક મકર સિંહ અને કુમ્ભ રાશિનો સૂર્ય હોય ત્યારે પૂર્વ અથવા પશ્ચિમ દિશાના દ્વારવાળા ઘરનો આરમ્ભ કરવો, તથા તુલા મેષ વૃષ અને વૃશ્ચિક રાશિનો સૂર્ય હોય ત્યારે દક્ષિણ અથવા ઉત્તર દિશાના દ્વારવાળા ઘરનો આરમ્ભ કરવો, આથી વિરુદ્ધ કરે તો અથવા મીન ધન મિથુન અને કન્યા રાશિનો સૂર્ય હોય ત્યારે ઘરનો આરમ્ભ કરે તો વ્યાધિ અને શોક થાય, તથા ધનનો નાશ થાય।

નારદ મુનિ બારે રાશિનુ ફલ આ પ્રમાણે કહે છે—

" गृहसंस्थापनं सूर्ये मेषस्थे शुभदं भवेत् ।
वृषस्थे धनवृद्धिः स्याद् मिथुने मरणं ध्रुवम् ॥
कर्कटे शुभदं प्रोक्तं सिंहे भृत्यविवर्द्धनम् ।
कन्या रोगं तुला सौख्यं वृश्चिके धनवर्द्धनम् ॥
कार्मुके तु महाहानि-र्मकरे स्याद् धनागमः ।
कुम्भे तु रत्नलाभः स्याद् मीने सद्मभयावहम् ॥"

ઘરની સ્થાપના ( શિલાન્યાસ આદિ ) યદિ મેષ રાશિના સૂર્યમા કરે તો શુભ દાયક છે, વૃષ રાશિના સૂર્યમા ધન વૃદ્ધિકારક છે, મિથુનના સૂર્યમા નિશ્ચય મૃત્યુ દાયક છે કર્ક રાશિના સૂર્યમા શુભ દાયક છે, સીહના સૂર્યમા સેવકજનની વૃદ્ધિ થાય, કન્યાના સૂર્યમા રોગ થાય, તુલાના સૂર્યમા સુખ થાય, વૃશ્ચિકના સૂર્યમા ધનની વૃદ્ધિ થાય, ધનના સૂર્યમા મહાહાનિ, મકરના સૂર્યમા ધન પ્રાપ્તિ, કુમ્ભના સૂર્યમા રત્નનો લાભ અને મીનના સૂર્યમા ઘર ભય દાયક થાય।

घरना आरम्भमा मासफल—

सोय-धण मिच्चु हाणी अत्थ सुन्न च कलह उव्वसियं ।
पूया सपय अग्गी सुह च चित्ताइ–मासफल ॥ २३ ॥

ઘરનો આરમ્ભ ચૈત્રમાસમા કરે તો શોક, વૈશાખ માસમા કરે તો ધનની પ્રાપ્તિ, જેઠ માસમા મૃત્યુકારક, આષાઢમા હાનિ, શ્રાવણમા ધન પ્રાપ્તિ ભાદરવામા ઘર શુન્ય રહે, આસો

મા કલેશ, કાર્તિક માસમા ઉજડ થાય, માગસિરમા પૂજા સ માન, પોષ માસમા સંપ ા, માહ માસમા અગ્નિ ભય, અને ફાગણ માસમા કરે તો સુખ થાય ॥ ૨૩ ॥

હીરકલશ મુનિ એ કહ્યુ છે કે—

" कत्तिअ माह भद्दवे चित्त आसो अ जिट्ठ आसाढे ।
गिहआरभ न कीरइ अवरे कल्लाणमगल ॥ "

કાતિક માહ ભાદરવો ચૈત્ર આસો જેઠ અને આસાઢ આ સાત મહીનામા ઘરનો આરમ્ભ કરવો * નહિ, અને બાકીના માગશર, પોષ ફાગણ વૈશાખ અને શ્રાવણ આ પાચ માસમા ઘરનો આરમ્ભ કરે તો મગલ દાયક છે ।

वइसाहे मग्गसिरे सावणि फग्गुणि मयतरे पोसे ।
सियपक्खे सुहदिवसे कए गिहे हवइ सुहरिद्धि ॥ २४ ॥

વૈશાખ માગસર શ્રાવણ ફાગણ અને મતાતરે પોષ એ પાચ મહીનામા શુક્લ પક્ષમા શુભ દિવસે ઘરનો આરમ્ભ કરે તો સુખ અને ઋદ્ધિની પ્રાપ્તિ થાય ॥ ૨૪ ॥

પીયૂષધારા ટીકામા જગનમોહનનુ કથન છે કે—

" पाषाणेष्टयादिगेहादि निन्द्यमासे न कारयेत् ।
तृणदारुगृहारभे मासदोषो न विद्यते ॥ "

પત્થર ઈટ આદિના મકાનનો નિન્દનીય માસમા આરમ્ભ ન કરવો, પરન્તુ ઘાસ અને લાકડા આદિના મકાનનો આરમ્ભ કરે તો દોષ નથી ।

गृहारम्भमा नक्षत्र फल—

सुहलग्गे चदबले खणिज्ज नीमीउ अहोमुहे रिक्खे ।
उड्ढमुहे नक्खत्ते चिणिज्ज सुहलग्गि चदबले ॥ २५ ॥

શુભલગ્ન અને ચન્દ્રમા પ્રબલ જોઈને અધોમુખ સજ્ઞક નક્ષત્રમા ખાત મુહૂર્ત્ત કરવુ, તથા શુભ લગ્ન અને ચન્દ્રમા બલવાન્ હોય ત્યારે ઊર્ધ્વમુખ સજ્ઞક નક્ષત્રમા શિલાનુ સ્થાપન કરી ચણવાનો આરમ્ભ કરવો ॥ ૨૫ ॥

* મુહૂર્તચિન્તામણિમા લખે છે કે—ચૈત્રમા મેષનો સૂર્ય હોય જેઠમા વૃષ રાશિનો સૂર્ય હોય અષાઢ માસમા કર્ક રાશિનો સૂર્ય હોય ભાદરવામા સિંહનો સૂર્ય હોય આસોમા તુલાનો સૂર્ય હોય કાર્તિક માસમા વૃશ્ચિકનો સૂર્ય હોય પોષમાસમા મકરનો સૂર્ય હોય અને માહ માસમા મકર યા કુમ્ભ રાશિનો સૂર્ય હોય તો ઘરનો આરમ્ભ કરવા શુભ માને છે

માન્ડવ્યઋષિનુ કહેવુ છે કે—

" अधोमुखैर्भैर्निदधीत खात, शिलास्तथा चोर्ध्वमुखैश्च पट्टम् ।
तिर्यङ्मुखैर्द्वारकपाटयान, गृहप्रवेशो मृदुभिर्ध्रुवर्क्षे ॥ "

અધોમુખ નક્ષત્રોમા ખાત કરવુ, ઉર્ધ્વમુખ નક્ષત્રોમા શિલા અને પાટડા આદિનુ સ્થાપન કરવુ, તિર્યગ્ મુખ નક્ષત્રોમા દ્વાર કપાટ અને વાહન બનાવવુ, મૃદુસજ્ઞક ( મૃગશિર, રેવતી, ચિત્રા અને અનુરાધા ) અને ધ્રુવસજ્ઞક ( ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રોહિણી ) નક્ષત્રોમા ઘરમા પ્રવેશ કરવો ।

નક્ષત્રોની અધોમુખાદિ સજ્ઞા—

सवण द्द पुस्सु रोहिणि तिउत्तरा सय धणिट्ठ उड्ढमुहा ।
भरणिऽसलेस तिपुव्वा मु म वि कित्ती अहोवयणा ॥ २६ ॥

શ્રવણ આર્દ્રા પુષ્ય રોહિણી ઉત્તરાફાલ્ગુની ઉત્તરાષાઢા ઉત્તરાભાદ્રપદ શતભિષા અને ધનિષ્ઠા આ નવ નક્ષત્ર ઉર્ધ્વમુખ નામવાળા છે । ભરણી આશ્લેષા પૂર્વાફાલ્ગુની પૂર્વાષાઢા પૂર્વાભાદ્રપદ મૂલ મઘા વિશાખા અને કૃત્તિકા આ નવ નક્ષત્ર અધોમુખ નામવાળા છે ॥ ૨૬ ॥

આ સિવાય બાકીના અશ્વિની મૃગશિર પુનર્વસુ હસ્ત ચિત્રા સ્વાતિ અનુરાધા જ્યેષ્ઠા અને રેવતી આ નવ નક્ષત્ર તીર્યઙ્મુખવાળા છે ।

નક્ષત્રોના શુભાશુભપણા મુહૂર્તચિંતામણિમા કહે છે કે—

" पुष्यध्रुवेन्दुहरिसर्पजलै मनीर्षै-स्तद्वासरेण च कृत सुतराज्यद स्यात् ।
द्वीशाश्वीतक्षिवसुपाशिशिवै मशुक्रे-र्वारे सितस्य च गृह धनधान्यद स्यात् ॥ "

પુષ્ય ઉત્તરાફાલ્ગુની ઉત્તરાષાઢા ઉત્તરાભાદ્રપદ રોહિણી મૃગશિર શ્રવણ આશ્લેષા અને પૂર્વાષાઢા એ નક્ષત્રોમાથી કોઈ નક્ષત્ર પર ગુરુ હોય ત્યારે અથવા એ નક્ષત્રો અને ગુરુવાર હોય ત્યારે ઘરનો આરભ કરે તો તે ઘર પુત્ર અને રાજ્ય દેવાવાળુ થાય ।

વિશાખા અશ્વિની ચિત્રા ધનિષ્ઠા શતભિષા અને આર્દ્રા એ નક્ષત્રોમાથી કોઈ નક્ષત્ર ઉપર શુક્ર હોય ત્યારે અથવા એ નક્ષત્રો અને શુક્રવાર હોય ત્યારે ઘરનો આરભ કરે તો તે ઘર ધન અને ધાન્યની પ્રાપ્તિ કરાવનારુ થાય ।

" सारै करेज्यान्त्यमघाम्बुमूलै , कौनेऽह्नि वस्माग्निसुतार्दित स्यात् ।
मन्दे कदामार्यमतक्षहस्तै-र्जस्यैव वारे सुखपुत्रद स्यात् ॥ "

હસ્ત પુષ્ય રેવતી મઘા પૂર્વાનાગ અને મૂલ એ નક્ષત્રો ઉપર મગલ હોય ત્યારે અથવા એ નક્ષત્ર અને મગલવાર હોય ત્યારે ઘરનો આરભ કરે તો તે ઘર અગ્નિથી બળી જાય અને પુત્રોને પીડા કારક થાય।

રોહિણી અશ્વિની ઉત્તરાફાલ્ગુની ચિત્રા અને હસ્ત એ નક્ષત્રો ઉપર બુધ હોય ત્યારે અથવા એ નક્ષત્રો અને બુધવાર હોય ત્યારે ઘરનો આરભ કરે તો તે ઘર સુખદાયક અને પુત્રદાયક થાય છે।

"अजैकपादहिर्बुध्न्य-शक्रमित्रानिलान्तकैः ।
समं दैर्मन्दवारे स्याद् रक्षोभूतयुतं गृहम् ॥"

પૂર્વાભાદ્રપદ। ઉત્તરાભાદ્રપદ। જ્યેષ્ઠા અનુરાધા સ્વાતી અને ભરણી એ નક્ષત્રો ઉપર શનિ હોય ત્યારે અથવા એ નક્ષત્રો અને શનિવાર હોય ત્યારે ઘરનો આરભ કરે તો તે ઘર રાક્ષસ અને ભૂત આદિના નિવાસવાળુ થાય।

"अग्निनक्षत्रगे सूर्ये चद्रे वा सस्थिते यदि ।
निर्मितं मन्दिरं नूनमग्निना दह्यतेऽचिरात् ॥"

કૃતિકા નક્ષત્રની ઉપર સૂર્ય અથવા ચન્દ્રમા હોય ત્યારે ઘરનો આરભ કરે તો તે ઘર જલદી અગ્નિવડે ભસ્મ થઈ જાય।

प्रथम शिलानी स्थापना—

पुव्वुत्तरनींमतले घिअ-अक्खय-रयणपचग ठविउ ।
सिलानिवेस कीरइ सिप्पीण सम्माणणा पुव्व ॥ २७॥

પૂર્વ અને ઉત્તર દિશાના મધ્ય ભાગે ઈશાન કોણમા નીમમા પ્રથમ ઘી ચોખા અને પાચરત્ન રાખીને અને શિલ્પીઓનુ સન્માન કરીને પ્રથમ શિલાનુ સ્થાપન કરવુ ॥ २७॥

રાજવલ્લભ આદિ કેટલાક શિલ્પગ્રથોમા શિલાની પ્રથમ સ્થાપના અગ્નિ કોણમા કરવાની કહી છે।

खात लग्न विचार—

भिगु लग्गे बुहुदसमे दिणयरु लाहे अ बिहप्फइ किंदे।
जइ गिहनीमारभे ता वरिससयाउय हवइ ॥ २८ ॥

શુક્ર લગ્નસ્થાનમા, બુધ દશમામા, સૂર્ય અ યારમામા અને બૃહસ્પતિ કેન્દ્રમા ( ૧-૪-૭-૧૦ સ્થાનમા ) હોય, એવા લગ્નમા જો નવીન ઘરનુ ખાત મુહૂર્ત્ત કરે તો તે ઘર સો વર્ષના આયુ યવાળુ થાય ॥ ૨૮ ॥

दसम चउत्थे गुरुससि सणिकुजलाहे अ लच्छि वरिस असी ।
इग ति चउ छ मुणि कमसो गुरुसणिभिगुरविबुहम्मि सय ॥ २९ ॥

લગ્નના શમા અને ચોથા સ્થાનમા ગુરૂ અને ચદ્રમા હોય તથા અગ્યારમા સ્થાનમા શનિ અથવા મ ગલ હોય એવા સમયમા ઘરનો આરભ કરે તો તે ઘરમા લક્ષ્મી એંશી વર્ષ સ્થિર રહે । ગુરૂ લગ્નમા (પ્રથમ સ્થાનમા), શનિ ત્રીજામા, શુક્ર ચોથામા, રવિ છઠ્ઠામા અને બુધ સાતમા સ્થાનમા હોય એવા લગ્નના સમયમા ઘરનો આરભ કરે તો તે ઘરમા લક્ષ્મી સો વર્ષ સુધી સ્થિર રહે ॥ ૨૯ ॥

सुक्कुदए रवि तइए मगल छट्ठे अ पचमे जीवे ।
इअ लग्ग कए गेहे दो वरिससयाउय रीद्धि ॥ ३० ॥

શુક્ર લગ્નમા, સૂર્ય તીજામા, મ ગલ છઠ્ઠામા અને ગુરૂ પાચમા સ્થાનમા હોય એવા લગ્નના સમયમા આરભ કરેલ ઘરમા બસો વર્ષ સુધી અનેક પ્રકારની ઋદ્ધિ થાય ॥ ૩૦ ॥

सगिहत्थो ससिलग्गे गुरुकिंदे बलजुओ सुविद्धिकरो ।
कूरट्ठम अइअसुहा सोमा मज्झिम गिहारभे ॥ ३१ ॥

કર્ક રાશિનો ચદ્રમા લગ્નમા હોય અને બૃહસ્પતિ બલવાન્ થઈને કેન્દ્રમા ( ૧-૪-૭-૧૦ સ્થાનમા ) રહેલ હોય એવા લગ્નના સમયમા આરભ કરેલ ઘરમા ધન ધાન્યની સારી રીતે વૃદ્ધિ થાય । ઘરના આરભ સમયમા લગ્નના આઠમા સ્થાનમા ક્રૂર ગ્રહ હોય તો બહુ અશુભ કારક છે અને શુભ ગ્રહ હોય તો મધ્યમ ફળ દાયક છે ॥ ૩૧ ॥

इक्के वि गहे णिच्छइ परगेहि परसि सत्त बारसमे ।
गिहसामिवण्णनाहे अवले परहत्थि होई गिह ॥ ३२ ॥

જો લગ્નમા કોઈ પણ એક ગ્રહ નીચ સ્થાનનો, શત્રુના ઘરનો યા શત્રુના નવાશનો થઈને સાતમા અથવા બારમા સ્થાનમા રહેલ હોય, તથા ઘરના સ્વામીનો વર્ણપતિ નિર્બલ હોય એવા સમયમા ઘ નો આરભ કરે તો તે ઘર બીજાના હાથમા ચાલ્યુ જાય ॥ ૩૨ ॥

गृहपतिनां वर्णपति--

बभणसुक्कविहप्फइ रविकुजखत्तिय मयकुवइसो अ ।
बुहसुद्द मिच्छतमसणि गिहसामिय वण्णनाह इमे ॥ ३३ ॥

બ્રાહ્મણ વર્ણના સ્વામી શુક્ર અને ગુરૂ, ક્ષત્રિયવર્ણના સ્વામી રવિ અને મંગલ, વૈશ્યવર્ણના સ્વામી ચંદ્રમા, શૂદ્રવર્ણના સ્વામી બુધ, તથા મ્લેચ્છવર્ણના સ્વામી રાહુ અને શનિ, આ પ્રમાણે ઘરના સ્વામીના વર્ણપતિ છે ॥ ૩૩ ॥

घरप्रवेश मुहूर्त--

सयलसुहजोयलग्गे नीमारंभे अ गिहपवेसे अ ।
जइ अट्ठमो अ कूरो अवस्स गिहसामि मारेइ ॥ ३४ ॥

નીમ નાખવાના સમયે તથા નવીન ઘરમાં પ્રવેશ કરવાના સમયે લગ્નમાં સમસ્ત શુભ યોગ હોય છતાં આઠમા સ્થાનમાં કોઈ ક્રૂર ગ્રહ હોય તો તે ઘરના સ્વામીનો અવશ્ય કરીને વિનાશ કરે ॥ ૩૪ ॥

चित्त णुराह तिउत्तर रेवइ मिय रोहिणी अ विद्धिकरो ।
मूल द्दा असलेसा जिट्ठा पुत्त विणासेइ ॥ ३५ ॥

ચિત્રા, અનુરાધા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રેવતી, મૃગશિર અને રોહિણી એ નક્ષત્રોમાં પ્રવેશ કરે તો ધન ધાન્યાદિની વૃદ્ધિ થાય। મૂલ આર્દ્રા આશ્લેષા અને જ્યેષ્ઠા એ નક્ષત્રોમાં પ્રવેશ કરે તો પુત્રનો વિનાશ થાય॥ ૩૫ ॥

पुव्वतिग महभरणी गिहसामिवह विसाह त्थीनास ।
कित्तिय अग्गि समत्ते गिहप्पवेसे अ ठिइसमए ॥ ३६ ॥

ઘરનો આરંભ તથા પ્રવેશ પૂર્વાફાલ્ગુની પૂર્વાષાઢા પૂર્વાભાદ્રપદ । મઘા અને ભરણી એ નક્ષત્રોમાં કરે તો ઘરના સ્વામીનો નાશ થાય। વિશાખા નક્ષત્રમાં કરે તો સ્ત્રીનો વિનાશ થાય। કૃતિકા નક્ષત્રમાં કરે તો અગ્નિનો ઉપદ્રવ થાય ॥ ૩૬ ॥

तिहिरित्त वारकुजरवि चरलग्ग विरुद्धजोअ खिणचंद ।
वज्जिज्ज गिहपवेसे सेसा तिहिवारलग्गसुहा ॥ ३७ ॥

રિક્તા તિથિ, મંગલ અથવા રવિવાર, ચરલગ્ન ( મેષ કર્ક તુલા અને મકર લગ્ન ), કરક આદિ વિરુદ્ધ જોગ, ક્ષીણ ચંદ્રમા, નીચનો અથવા ક્રૂર ગ્રહ યુક્ત ચંદ્રમા એ બધા ઘરમાં પ્રવેશ કરતી વખતે અથવા આરંભ કરતી વખતે છોડી દેવા જોઇએ। બાકીના તિથિ વાર લગ્ન શુભ છે ॥ ૩૭ ॥

कि़दु दु अडत कूरा असुहा तिछग्गारहा सुहा भणिया।
कि़दु तिकोण तिलाहे सुहया सोमा समा सेसे ॥ ३८ ॥

ક્રૂરગ્રહ કેન્દ્ર( ૧-૪ ૭-૧૦ ) સ્થાનમાં, તથા બીજા આઠમા અથવા બારમા સ્થાનમાં હોય તો અશુભ ફલ દાયક છે પરંતુ ત્રીજા છઠ્ઠા કે અગ્યારમા સ્થાનમાં હોય તો શુભ ફલ દેના વાલા છે। શુભ ગ્રહ કેન્દ્ર સ્થાનમાં, નવમા પાંચમા તીજા કે અગ્યારમા સ્થાનમા હોય તો શુભદાયક છે અને બાકીના બીજા છઠ્ઠા આઠમા કે અગ્યારમા સ્થાનમાં હોય તો સમાન ફલ દેનાવાલા છે ॥ ૩૮ ॥

गृहप्रवेश या गृहारंभ में शुभाशुभ ग्रहयन्त्र—

| वार | उत्तम | मध्यम | जघन्य |
|---|---|---|---|
| रवि | ३ ६ ११ | ९ | १ ४ ७ १० २ ८ १२ |
| सोम | १ ४ ७ १० ९ ३ ११ | ८ २ ६ १२ | ० |
| मगल | ३ ६ ११ | ९ १ | १ ४ ७ १० २ ८ १२ |
| बुध | १ ४ ७ १० ९ ३ ११ | ८ २ ६ १२ | ० |
| गुरु | १ ४ ७ १० ९ ३ ११ | २ ६ ८ १२ | ० |
| शुक्र | १ ४ ७ १० ९ ३ ११ | २ ६ ८ १२ | ० |
| शनि | ३ ६ ११ | ० | १ ४ ७ १० २ ८ १२ |
| राहु-केतु | ३ ६ ११ | ९ | १ ४ ७ १० २ ८ १२ |

ग्रहोनी सज्ञा—

सूर गिहत्थो गिहिणी चदो धण सुक्कु सुरगुरु सुक्ख ।
जो सबलु तस्स भावो सबलु भत्रे नत्थि सदेहो ॥ ३९॥

સૂર્ય ગૃહસ્થ, ચદ્રમા ગૃહિણી ( સ્ત્રી ), શુક્ર ધન અને ગુરૂ સુખ છે । આમા જે ગ્રહ બલવાન હોય તે તેના ભાવનુ અધિક ફલ આપેછે તેમા સન્દેહ નથી । જેમકે—સૂર્ય બલવાન હોય તો ઘરના સ્વામીને અને ચદ્રમા બલવાન્ હોય તો સ્ત્રીને શુભ ફલ આપે છે । શુક્ર બલવાન્ હોય તો ધન અને ગુરૂ બલવાન્ હોય તો સુખને આપે છે ॥ ૩૯ ॥

राजा आदिकना पाच २ गृहोनु मान—

राया सेणाहिवई अमच्च जुवराय अणुज रणणीण ।
नेमित्तिय विज्जाण य पुरोहियाण इह पच गिहा ॥ ४० ॥
एगसय अट्ठहिय चउसट्ठि सट्ठि असी अ चालीस ।
तीस चालीसतिग कमेण करसखवित्थारे ॥ ४१ ॥
अड छह चउ छह चउ छह चउ चउ चउ हीणया कमेणेव ।
मूलगिह वित्थराओ सेसाण गिहाण वित्थारा ॥ ४२ ॥
चउ छच्च अट्ठ तिय तिय अट्ठ छउठ भागजुत्त वित्थरओ ।
सेस गिहाण य कमसो माण दीहत्तणे नेय ॥ ४३ ॥

રાજા, સેનાધિપતિ, મત્રી, યુવરાજ, અનુજ ( નાનો ભાઈ—સામત ), રાણી, નૈમિત્તિક ( જ્યોતિષી ) વૈદ્ય અને પુરોહિત એ બધાના ઉત્તમ, મધ્યમ, વિમધ્યમ, જઘન્ય અને અતિજઘન્ય એ પ્રમાણે પાચ પાચ જાતિના ઘર બને છે। તેમા ઉત્તમ જાતિના ઘરનો વિસ્તાર ક્રમશ: ૧૦૮, ૬૪, ૬૦, ૮૦, ૪૦, ૩૦, ૪૦, ૪૦ અને ૪૦ હાથનો છે । આ પ્રત્યેકમાથી અનુક્રમે ૮, ૬, ૪, ૬, ૪, ૬, ૪, ૪, અને ૪ હાથ વારવાર ઘટાડવાથી મધ્યમ વિમધ્યમ જઘન્ય અને અતિજઘન્ય ઘરનો વિસ્તાર થાય છે, આ વિસ્તાર બધો મુખ્ય ઘરનો સમજવો । આ વિસ્તારમા વિસ્તારનો ચોથો, છઠ્ઠો આઠમો, તીજો, તીજો, આઠમો, છઠ્ઠો, છઠ્ઠો અને છઠ્ઠો ભાગ અનુક્રમે જોડવાથી બધા ઘરોની લબાઈનુ માન થાય છે ॥ ૪૦ થી ૪૩ ॥

राजा आदिना पाच २ घरोनु मानयत्र—

| संख्या | मान हाथ | राजा | सेनापति | मत्री | युवराज | अनुज | राणी | ज्योतिषी | वैद्य | पुरोहित |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| उत्तम | विस्तार | १०८ | ६४ | ६० | ८० | ४० | ३० | ४० | ४० | ४० |
| १ | लबाई | १३ | ७४-१८' | ६७ १२" | १ ६ १६' | ७३ ८' | ३३ १८" | ४६ १६" | ४६ १६' | ४६ १६ |
| मध्यम | विस्तार | १०० | ७८ | ७६ | ७४ | ३६ | २४ | ३६ | ३६ | ३६ |
| २ | लबाई | १२' | ६७ १६ | ६३ | ९८ १६ | ४८ | २७ | ४२ | ४२ | ४२ |
| विमध्यम | विस्तार | ९२ | ७२ | ५२ | ६८ | ३२ | १८ | ३२ | ३२ | ३२ |
| ३ | लबाइ | ११० | ६० १६ | ' ८ १२ | ९० १६ | ४२ १६ | २० ६ | ३७-८" | ३७ ८ | ३७ ८ |
| कनिष्ठ | विस्तार | ८४ | ४६ | ४८ | ६२ | २८ | १२ | २८ | २८ | २८ |
| ४ | लबाइ | १० | ३ १६ | ५४ | ८८ १६ | ३७ ८ | १२ १२ | ३२ १६ | ३२ १६ | ३२ १६ |
| अतिकनिष्ठ | विस्तार | ७६ | ४० | ४४ | ५६ | २४ | ६ | २४ | २४ | २४ |
| ५ | लबाइ | ९० | ४६ १६ | ४९ १२ | ७४ १६ | ३२ | ६ १८ | २८ | २८ | २८ |

चार वर्णोना घरोनु मान—

वण्ण चउक्कगिहेसु बत्तीसकराइ वित्थरो भणिओ ।<br>
चउ चउ हीणो कमसो जा सोलस अतजाईण ॥ ४५ ॥<br>
दसमस अट्ठमस छडस चउरस वित्थर सहिअ ।<br>
दीह सव्वगिहाण य दिअ खत्तिअ वइस सुद्दाण ॥ ४५ ॥

બ્રાહ્મણના ઘરનો વિસ્તાર બત્રીસ હાથ છે। તેમાંથી અનુક્રમે ચાર ચાર હાથ ઘટાડતા સોળ હાથ રહે ત્યાં સુધી ઘટાડતા જવું, તો ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર અને અંત્યજ જાતિના ઘરોનું માન થાય છે। જેમકે—બ્રાહ્મણ જાતિના ઘરનો વિસ્તાર ૩૨ હાથ, ક્ષત્રિય જાતિના ઘરનો વિસ્તાર ૨૮ હાથ, વૈશ્ય જાતિના ઘરનો વિસ્તાર ૨૪ હાથ, શૂદ્ર જાતિના ઘરનો વિસ્તાર ૨૦ હાથ અને અંત્યજ જાતિના

ઘરનો વિસ્તાર ૧૬ હાથ છે। એ જાતિના ઘરના વિસ્તારમા અનુક્રમે શમો આઠમો છઠો અને ચોથો ભાગ જોડવાથી લબાઈનુ માન થાય છે।

चार वर्णोना घरनु मानयन्त्र—

| | ब्राह्मण | क्षत्रिय | वश्य | शूद्र | अत्यज |
|---|---|---|---|---|---|
| विस्तार | ६२ | २८ | २४ | २० | १६ |
| लबाइ | ३ । ३$\frac{३}{४}$ | २१ १२ | २८ | २२ | २० |

मुख्यघर अने अलिंद्नी समझण—

ज दीहवित्थराई भणिय त सयल मूलगिहमाण ।
सेसमलिंद जाणह जहत्थिय ज बहीकम्म ॥ ४७ ॥
ओवरयसालकक्खो वराईअ मूलगिहमिण सव्व ।
जह मूलसालमज्झे ज रहड त च मूलगिह ॥ ४७ ॥

ઘરોની જે લમાઈ અને પહોળાઈ કહી, તે મુખ્ય ઘરનુ માન જાણવુ। બાકી જો દ્વારની બહાર ભાગમા ઓસરી વિગેરે હોય તેને અલિંદ જાણવા। ભીતની અદરના ભાગમા ઓરડો, શાલા કે શાલાની પ ખેની લઘુશાલા વિગેરે હોય તે બધાને મુખ્ય ઘર જાણવુ। અર્થાત મુખ્ય શાલાની મધ્યમા જે ઓરડી આદિ હોય તે બધાને મલ (મુખ્ય) ઘર જાણવુ ॥ ૪૬ ॥

अलिंद्नु प्रमाण—

अगुल सत्तहियसय उदए गब्भे य हवइ पणसीई ।
गणियाणुसारिदीहे इक्किक गईइ इअ भणिय ॥ ४८ ॥

ઉંચાઈમા એક સો સાત આગલ, ગર્ભમા પચ્યાસી આગળ અને શાલાની લમાઈ પ્રમાણે લમાઈ, એ પ્રત્યેક અલિન્દનુ માન જાણવુ ॥ ૪૮ ॥

શાલા અને અલિંદનુ માન રાજવલ્લભમા આ પ્રમાણે છે—

"व्यासे सप्ततिहस्तवियुक्ते, शालामानमिद मनुभक्त ।
पचत्रिंशत्पुनरपि तस्मिन्, मानमुशन्ति लघोरिति वृद्धा ॥"

સાતમા કૂલનો દેવતા સોમ, અને આઠમા કૂલનો દેવતા વિષ્ણુ છે। આમાથી કોઈ પણ દેવ શિલ્પી ના હાથથી ગજ ઉપાડતી વખતે દબાય તો અનેક પ્રકારના અશુભ ફલને આપે છે, તે માટે નવીન ઘર આદિનો આરંભ કરતી વખતે ગજને એ ફૂલોના મધ્ય ભાગથી ઉપાડવો જોઇયે। ગજ ઉપાડતી વખતે જો હાથથી પડી જાય તો કાર્યમા વિઘ્ન આવે।

ગજને રૂદ્ર અને વાયુ દેવના મધ્ય ભાગથી ઉપાડે તો ધનની પ્રાપ્તિ અને કાર્યની સિદ્ધિ થાય। વાયુ અને વિશ્વકર્મા દેવના મધ્ય ભાગથી ઉપાડે તો ઇચ્છિત ફલની પ્રાપ્તિ થાય। વિશ્વકર્મા અને અગ્નિ દેવના મધ્ય ભાગથી ઉપાડે તે કામ સારી રીતે પૂર્ણ થાય। અગ્નિ અને બ્રહ્મા દેવના મધ્ય ભાગથી ઉપાડે તો પુત્રની પ્રાપ્તિ અને કાર્યની સિદ્ધિ થાય। બ્રહ્મા અને યમ દેવના મધ્ય ભાગથી ઉપાડે તો શિલ્પીનો વિનાશ થાય। યમ અને વરૂણ દેવના મધ્ય ભાગથી ઉપાડે તો મધ્યમ ફલ દાયક જાણવુ। વરૂણ અને સોમ દેવના મધ્ય ભાગથી ઉપાડે તો મધ્યમ ફલ જાણવુ સોમ અને વિષ્ણુના મધ્ય ભાગથી ઉપાડે તો અનેક પ્રકારની સુખ સમૃદ્ધિ થાય।

शिल्पीना आठ प्रकारना सूत्र—

"सूत्राष्टक दृष्टिनृहस्तमौञ्ज, कार्पासकं स्यादवलम्बमञ्ज्म् ।
काष्ठं च सृष्ट्यारव्यमतो विलेख्य-मित्यष्टसूत्राणि वदन्ति तज्ज्ञा ॥"

સૂત્રના જાણનારાળા સૂત્રધારોએ આઠ પ્રકારના સૂત્રો કહ્યા છે,-પ્રથમ દૃષ્ટિ (આંખ) સૂત્ર ૧, બીજો ગજ ૨, ત્રીજી મુંજની દોરી ૩, ચોથો સૂત્રનો દોરો ૪, પાચમો અવલંબ (ઓળંબો) ૫, છઠ્ઠો કાટખૂણો ૬, સાતમો સાધણી (રેવલ) ૭, અને આઠમો વિલેખ્ય એટલે પ્રકાર ૮, આ આઠ પ્રકારના સૂત્ર શિલ્પીના છે।

घर आदिना आय लाववानी रीत—

गिहसामिणो करेण भित्तिविणा मिणसु वित्थर दीह ।
गुणि अट्ठेहिं विहत्त सेस धयाई भवे आया ॥ ५१ ॥

પાયાના ઓસારની ભૂમિને છોડીને બાકી રહેલ ઓસારના મધ્ય ભાગની ભૂમિની લંબાઇ અને પહોળાઈ જેટલા ગજની હોય, તે ગૃહ સ્વામીના હાથ વડે માપીને બન્નેનો ગુણાકાર કરવો। જે ગુણાકાર આવે તે ક્ષેત્રફલ સમજવુ। ક્ષેત્રફલને આઠે ભાગતા જે શેષ વધે તે ધ્વજ આદિ આય સમજવા ॥ ५१ ॥

રાજવલ્લભમા કહે છે કે—

"मध्ये पर्यङ्कासने मदिरे च, देवागारे मण्डपे भित्तिबाह्ये ।"

## आठ प्रकार के दृष्टिसूत्र—



પત્થર આસન અને ઘર ઇત્યાદિકમા ઓસારને છોડીને મધ્યમા રહેલ ભૂમિ માપીને આય લાવવો પરંતુ દેવમંદિર કે મંડપ વિગેરેમા ઓસાર સહિત ભૂમિ માપીને આય લાવવો।

आठ आयना नाम—

**धय-धूम सीह-साणा विस-खर-गय धख अट्ठ आय इमे ।**
**पूव्वाइ धयाइ ठिई फल च नामाणुसारेण ॥ ५२ ॥**

ધ્વજ ધૂમ્ર સિંહ શ્વાન વૃષ ખર ગજ અને ધ્વાક્ષ (કાક) એ આઠ આયના નામ છે। તે પૂર્વાદિ દિશામા પ્રદક્ષિણક્રમે અર્થાત્ પૂર્વમા ધ્વજ અગ્નિ કોણમા ધૂમ, દક્ષિણ દિશામા સિંહ ઇત્યાદિ આઠો દિશામા ક્રમથી રહે છે। તે પોતાના નામ પ્રમાણે ફલ દેનારાવા છે ॥ ५२ ॥

आय चक्र—

| सख्या | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ |
|---|---|---|---|---|---|---|---|---|
| आया | ध्वज | धूम | सिंह | श्वान | वृष | खर | गज | ध्वाक्ष |
| दिशा | पूर्व | अग्नि | दक्षिण | नैऋत्य | पश्चिम | वायव्य | उत्तर | इशान |

આય ઉપરથી દ્વારની સમજણ—

"सवद्वार इह धजो वरुणादिग्द्वार च हिरवा हरि ।
प्राग्द्वारो वृषभो गजो यमसुरे-शाशासुरा स्याच्छुभ ॥"

ઘરનો ધ્વજ આય આવે તો પૂર્વ આદિ ચારે દિશામા દ્વાર રાખી શકાય। સિંહ આય આવે તો પશ્ચિમ દિશાને છોડીને બાકીની પૂર્વ દક્ષિણ અને ઉત્તર એ ત્રણે દિશામા દ્વાર રખાય। વૃષભ આય આવે તો પૂર્વ દિશામા દ્વાર રખાય અને ગજ આય આવે તો પૂર્વ અને દક્ષિણ દિશામા દ્વાર રખાય।

એક આયના ઠેકાણે બીજો આય આવી શકે કે નહિ? આનો ખુલાસો આ ભસિદ્ધિમા બતાવે છે કે—

"ध्वज पदे तु सिंहस्य तौ गजस्य वृषस्य तु ।
एव निवेशमर्हन्ति स्वतोऽन्यत्र वृपस्तु न ॥"

धूम रसोइठाणे तहेव गहेसु वण्हिजीवाण ।
रासहु निसाणगिहे धय गय सीहाउ रायहरे ॥ ५७ ॥

રસોઈ કરવાના ઓરડામાં તથા અગ્નિ વડે આજીવિકા કરનારાના ઘરમાં ધૂમ્ર આય આપવો। વેશ્યાના ઘરમાં ખર આય આપવો। રાજમહેલમાં ધ્વજ ગજ અને સિંહ આય આપવા ॥ ૫૭ ॥

घरना नक्षत्रनी समझण—

दीह वित्थरगुणिय ज जायइ मूलरासि त नेय ।
अट्ठ गुण उडुभत्त गिहनक्खत्त हवइ सेस ॥ ५८ ॥

ઘર કરવાની ભૂમિની લંબાઈ અને પહોળાઈનો ગુણાકાર કરવો, જે ગુણનફલ આવે તે ઘરનું ક્ષેત્રફલ જાણવું। પછી ક્ષેત્રફલને આઠ ગુણીને સત્તાવીસથી ભાગવો, જે શેષ બચે તે ઘરનું નક્ષત્ર જાણવું ॥ ૫૮ ॥

घरना राशिनी समझण—

गिहरिक्ख चउगुणिअ नवभत्त लद्ध भुत्तरासीओ ।
गिहरासि सामिरासी सड ट्ठ दु दुवालस असुह ॥ ५९ ॥

ઘરના નક્ષત્રને ચારથી ગુણીને નવથી ભાગવું, જે લબ્ધિ આવે તે ઘરની ભુક્ત રાશિ સમજવી। આ ઘરની રાશિ અને ઘરના સ્વામીની રાશિ પરસ્પર છઠ્ઠી અને આઠમી હોય અથવા બીજી અને બારમી હોય તો અશુભ સમજવી ॥ ૫૯ ॥
વાસ્તુશાસ્ત્રમાં રાશિનું પ્રમાણ આ પ્રમાણે કહે છે—

“अश्वियादित्रय मेष सिंह प्रोक्त मघात्रयम् ।
मूलाग्नित्रितय चाप शेषभेषु द्वय द्वयम् ”

અશ્વિની આદિ ત્રણ નક્ષત્ર મેષ રાશિના, મઘા આદિ ત્રણ નક્ષત્ર સિંહ રાશિના અને મૂલ આદિ ત્રણ નક્ષત્ર ધન રાશિના છે। બાકીની નવ રાશિઓના બે બે નક્ષત્ર છે। વાસ્તુશાસ્ત્રમાં નક્ષત્રમાં ચરણ ભેદે રાશિ માનેલ નથી। વિશેષ ખુલાસા નીચેના રાશિ ચક્રમાં જુઓ।

आयव्ययौ मासशुद्धि न जीर्णे चिन्तयद् गृह । ”

જે ઘરની લંબાઈ ૧૧ જાથથી અધિક ૩૨ હાથ સુધી હોય તેના ઘરમા તો આય વ્યય આદિનો વિચાર કરવો, પરતુ ૩૨ હાથથી વધારે લંબાઈ વાળા ઘર હોય તેમા આય વ્યય આદિનો વિચાર કરવો નહિ। તથા જીર્ણ થઈ ગયેલ મકાનનો ફરી ઉદ્ધાર કરતી વખતે પણ આય વ્યય કે માસ શુદ્ધિ આદિનો વિચાર કરવો નહિ।

મુહૂર્તમાર્ત્તણ્ડમા પણ કહ્યુ છે કે—

“ द्वात्रिंशाधिकहस्तमब्धिसदन ताण त्वलिन्दादिक ।
नैष्पायादिरमीरित तृणगृह सप्तपु मास्वदितम् ॥ ”

જે ઘર બત્રીશ હાથથી વધારે લાબુ હોય, ચાર દરવાજાવાળુ હોય, ઘાસનુ હોય તથા અલિ નિર્વ્યૂહ ( માલ ) વાળા હેમાટે આય વ્યય આદિનો વિચાર ન કરવો। તેમજ ઘાસનુ ઘર બનાવનુ હોય તો દરએક મહિનામા કરી શકાય છે।

घरनी साथे मालिकनु शुभाशुभ लेनदेननो विचार—

जह कण्णावरपीई गणिजए तह य सामियगिहाण ।
जोणि गण रासि पमुहा*नाडीवेहो य गणियव्वो ॥ ६४ ॥

જેમ જ્યોતિષ શાસ્ત્ર ના પ્રમાણે કન્યા અને વરનો પરસ્પર પ્રેમ ભાવ જોવાય છે, તે પ્રમાણે ઘર અને ઘરના સ્વામીનો લેનદેન આદિનો વિચાર, ૧ યોનિ ગણ રાશિ અને નાડીવેધ દ્વારા અવશ્ય કરવો જોઈયે ॥ ૬૪॥

परिभाषा—

ओवरयनामसाला जेगेग दुसालु भण्णए गेह ।
गइनाम च अलिंदो इग दु ति जलिंदो पटसालो ॥ ६५ ॥
पटसाल चार दुहु दिसि जालियभित्तीहि मडवो हवइ
पिट्ठी दाहिणवामे अलिंद् नामेहि गुंजारी ॥ ६६ ॥

---

* तज्जाणह जोइसाओ अ' इतिपाठान्तर ।

१—યોનિ ગણ રાશિ નાડીવેધ આદિનો ખુલાસો પ્રતિષ્ઠા સબધી મુહૂર્તના પરિશિષ્ટમા કે ગ્યા ।

जालियनाम मूसा थभयनाम च हवइ खडदार ।
भारपट्टो य तिरियो पीढ कडी मरज एगट्ठा ॥ ६७ ॥
ओवरय पट्टसाला पज्जन मूलगेह नायव्व ।
एअस्स चेव गणिय रयणगेहाइ गिहभूसा ॥ ६८ ॥

મોખ નુ નામ નાળા છે। જેમા એક બે નાળા હોય તેને વર કહે છે। ફ નામ અલિન્દ (ઓસરી) નુ છે। જેને એક બે અથવા વધારે અલિંદ હોય તે પડનાળા કહેવાય। પડનાળાના ડાબી બ તે તરફ જાળી (ઝરૂખા) યુક્ત ભાત તથા મંડપ હોય છે। પાછળ જમણી અને ડાબી તરફ અલિંદ હોય તેને ગુંજારી કહે છે। જાલિય નામ મૂસા (ખ પીવાળા ગોખ) નું છે। થાભનાનુ નામ પદ છે। થાભલા ઉપર જે લાંબુ મોટુ લાકડુ નાખવામા આવે છે તેને ભારવટ કહે છે। પીઢ કડી અને મરણ એ ચારે એક અર્થવાચી છે। ઓરડાથી પડનાળા સુધી મુખ્ય ઘર જાણવુ। અને બાકીની રચના વિગેરે છે તે મુખ્ય ઘરના આભરણરૂપ છે॥ ૬૫ થી ૬૮॥

ઘરોના ભેદનુ કારણ—

ओवरय अलिंद गई गुजारि भित्तीण पट्ट थभाण ।
जालियमडवाण य भेएण गिहा उवज्जति ॥ ६९ ॥

ઓરડો (શાળા) અલિંદ ગતિ ગુંજારી ભાત પાટ થાભના જાળી અને મંડપ આદિના ભેદ કરી અનેક પ્રકારના ઘર થાય છે॥ ૬૯॥

चउदसगुरुपत्थारे लहुगुरुभेएहि सालमाईणि ।
जायति सव्वगेहा सोलसहस्स तिसय चुलसीआ ॥ ७० ॥

જેમ ચૌદ ગુરુ અક્ષરનો લઘુ ગુરુના ભેદ કરી પ્રસ્તાર બને છે, તેમ શાળા આદિ આદિના ભેદ કરી સોળ હજાર ત્રણસો ચોરાસી (૧૬૩૮૪) પ્રકારના ઘર બને છે॥ ૭૦॥

तता य जिकिवि सपइ वट्टति धुवाइ सतणाईणि ।
ताण चिय नामाइ लक्खण-चिण्हाइ वुच्छामि ॥ ७१ ॥

તેથી આધુનિક સમયમા જે કાંઈ ધ્રુવ ધાન્ય આદિ અને શાન્તન આદિ વર્તે છે તેના નામ આદિ ઓળખી કરીને તેનુ લક્ષણ અને ચિહ્નને હુ (ઠક્કર ફેરુ) કહુ છુ॥ ૭૧॥

ध्रुवादि घरोना नाम—

ध्रुव धन्न जया नंद खर कंत मणोरम सुमुह दुमुहा ।
कूर सुपक्ख धणद खय आक्कंद विउल विजय गिहा ॥ ७२ ॥

ધ્રુવ ધાન્ય જય નંદ ખર કાંત મનોરમ સુમુખ દુર્મુખ ક્રૂર સુપક્ષ ધન ક્ષય આક્રંદ વિપુલ અને વિજય એ સોળ પ્રકારના ઘર છે ॥ ૭૨ ॥

प्रस्तार विधि—

चत्तारि गुरू ठविउ लहुओ गुरुहिट्ठि सेस उवरिसमा ।
ऊणेहिं गुरू एवं पुणो पुणो जाव सव्व लहू ॥ ७३ ॥

ચાર ગુરૂ અક્ષરનો પ્રસ્તાર કરવો હોય તો પ્રથમ પંક્તિમાં ચારે અક્ષર ગુરૂ લખો, પછી બીજી પંક્તિમાં પ્રથમ ગુરૂ અક્ષરની નીચે એક લઘુ અક્ષર લખીને બાકી ઉપર પ્રમાણે લખો। પછી નીચેની ત્રીજી પંક્તિમાં ઉપરના લઘુ અક્ષરની નીચે ગુરૂ અને ગુરૂ અક્ષરની નીચે લઘુ અક્ષર લખીને બાકી ઉપર પ્રમાણે લખો। આ પ્રમાણે બધા લઘુ અક્ષર થઈ જાય ત્યાં સુધી વારંવાર ક્રિયા કરો। લઘુ અક્ષરનું ( । ) આવું અને ગુરૂ અક્ષરનું ( ऽ ) આવું ચિહ્ન કરવું।

વિશેષ નીચેના પ્રસ્તારમાં દેખો—

| | | | |
|---|---|---|---|
| १ | ऽ ऽ ऽ ऽ | ९ | ऽ ऽ ऽ । |
| २ | । ऽ ऽ ऽ | १० | । ऽ ऽ । |
| ३ | ऽ । ऽ ऽ | ११ | ऽ । ऽ । |
| ४ | । । ऽ ऽ | १२ | । । ऽ । |
| ५ | ऽ ऽ । ऽ | १३ | ऽ ऽ । । |
| ६ | । ऽ । ऽ | १४ | । ऽ । । |
| ७ | ऽ । । ऽ | १५ | ऽ । । । |
| ८ | । । । ऽ | १६ | । । । । |

ध्रुवादि सोळ घरोनो प्रस्तार—

तं धुवधन्नाईणं पुव्वाइ लहुहि सालनायव्वा ।
गुरुठाणि मुणह भित्ती नामसमं हवइ फलमेसिं ॥७४॥

---

१ केटलाक प्रथमां विपक्ष नाम आपेलं छे।

જેમ ચાર અક્ષરવાળા છંદના પ્રસ્તારના સોળ ભેદ થાય છે, તે પ્રમાણે લઘુરૂપ શાળા વડે ધ્રુવ ધાન્ય આદિ સોળ પ્રકારના ઘર થાય છે। લઘુના સ્થાને શાળા અને ગુરૂના સ્થાને ભીત સમજવી। જેમ પ્રથમ ભાગે ગુરૂ અક્ષર છે, તેમ પ્રથમ ધ્રુવનામના ઘરની ચારે દિશામા ભીત છે, પણ શાળા નથી। પ્રસ્તારના બીજા ભેદમા પ્રથમ લઘુ છે તેમ અહિ ધાન્યનામના બીજા ઘરમા પૂર્વ દિશામા શાળા સમજવી। પ્રસ્તારના ત્રીજા ભેદમા બીજો અક્ષર લઘુ છે, તેમ અહિ ત્રીજા જય નામના ઘરમા દક્ષિણ દિશામા શાળા જાણવી। પ્રસ્તારના ચોથા ભેદમા પ્રથમ બે અક્ષર લઘુ છે, તેમ અહિ ચોથા નન્દનામના ઘરમા પૂર્વ અને દક્ષિણ દિશામા એક એક શાળા સમજવી। આ પ્રમાણે દરેક ઘરમા સમજી લેવુ। વિશેષ ખુલાસા માટે નીચેના ઘર પ્રસ્તાર જુઓ। આ ધ્રુવ આદિ ઘરોનું ફલ પોતાના નામ પ્રમાણે જાણવું ॥૭૮॥



ધ્રુવાદિ ઘરોનું ફલ સમરાંગણમાં કહે છે કે—

" ध्रुवे जयमाप्नोति धन्ये धान्यागमो भवेत् ।
जये सपत्नाञ्जयति नन्दे सर्वाः समृद्धयः ॥
खरमायासदं वेश्म कान्ते च लभते श्रियम् ।
आयुरारोग्यमैश्वर्यं तथा वित्तस्य सम्पदः ॥
मनोरमे मनस्तुष्टि-र्गृहभर्तुः प्रकीर्तिता ।
सुमुखे राजसन्मानं दुर्मुखे कलहः सदा ॥
क्रूरव्याधिभयं क्रूरे सुपक्षे गोत्रवृद्धिकृत् ।
धनदे हेमरत्नादि गाश्चैव लभते पुमान् ॥
क्षये सर्वक्षयं गेह-माक्रन्दे ज्ञातिमृत्युदम् ।
आरोग्यं विपुले ख्यातिं विजये सर्वसम्पदः ॥"

ધ્રુવ નામનું પ્રથમ ઘર જયકારક છે। ધાન્ય નામનું ઘર ધાન્યની વૃદ્ધિ કરનારું છે। જય નામનું ઘર શત્રુને જીતનારું છે। નંદ નામનું ઘર સર્વ પ્રકારની સમૃદ્ધિ આપે છે। ખર નામનું ઘર ક્લેશ કારક છે। કાંત નામના ઘરમાં લક્ષ્મી પ્રાપ્ત થાય તથા આયુષ્ય આરોગ્ય અને ધન સંપદાની વૃદ્ધિ થાય। મનોરમ નામનું ઘર સ્વામીના મનને સંતુષ્ટ કરે। સુમુખ નામનું ઘર રાજસન્માન કરાવે। દુર્મુખ નામનું ઘર કલહ કરાવે। ક્રૂર નામનું ઘર ભયંકર વ્યાધિ અને ભય આપે। સુપક્ષ નામનું ઘર કુટુંબની વૃદ્ધિ કરે છે। ધનદ નામનું ઘર સોના રત્ન અને ગાય વિગેરે પશુની વૃદ્ધિ કરે છે। ક્ષય નામનું ઘર સર્વ ક્ષયકારક જાણવું। આક્રંદ નામનું ઘર જ્ઞાતિજનનું મરણ કરે। વિપુલ નામનું ઘર આરોગ્ય અને કીર્તિને વધારે છે અને વિજય નામનું ઘર સર્વ પ્રકારની સંપદા આપે છે।

शांतनादि द्विशाल घरोना नाम—

संतण संतिद वड्ढमाण कुक्कुडा सत्थिय च हंस च ।
वद्धण कब्बुर संता हरिसण विउला कराल च ॥७५॥
वित्त चित्त धन्न कालदंड तहेव बंधूद ।
पुत्तद सव्वंगा तह वीसइमं कालचक्क ( च ) ॥७६॥
तिपुर सुंदर नीला कुडिल सासय य सत्थदा सील ।

कुट्टर सोम सुभद्दा तह भद्दमाण च कूरक्क ॥७७॥
सीहिर य सव्वकामय पुट्ठिद तह कित्तिनामणा नामा ।
सिणगार सिरीवासा सिरीसोभ तह कित्तिसोहणया ॥७८॥
जुगसीहर वहुलाहा लच्छिनिवास च कुविय उज्जोया ।
वहुतेय च सुतेय कलहावह तह विलासा य ॥ ७९ ॥
वहूनिवास पुट्ठिद कोहसन्निह महत महिता य ।
दुक्ख च कुलच्छेअ पयाववद्धण य दिव्वा य ॥८०॥
वहुदुक्ख कठछेयण जगम तह सीहनाय हत्थीज ।
कटक इइ नामाइ लक्खणभेय अओ वुच्छ ॥ ८१ ॥

શાન્તન ૧, શાંતિદ ૨, વર્દ્ધમાન ૩, કુક્કુટ ૪, સ્વસ્તિક ૫, હંસ ૬, વર્દ્ધન ૭, કર્બૂર ૮, શાન્ત ૯, હર્ષણ ૧૦, વિપુલ ૧૧, કરાલ ૧૨, વિત્ત ૧૩, ચિત્ત (ચિત્ર) ૧૪, ધન ૧૫, કાલદંડ ૧૬, બન્ધુદ ૧૭, પુત્રદ ૧૮, સર્વાંગ ૧૯, કાલચક્ર ૨૦, ત્રિપુર ૨૧, સુંદર ૨૨, નીલ ૨૩, કુટિલ ૨૪, શાશ્વત ૨૫, શાસ્ત્રદ ૨૬, શીલ ૨૭, કોટર ૨૮, સૌમ્ય ૨૯, સુભદ્ર ૩૦, ભદ્રમાન ૩૧, ક્રૂર ૩૨, શ્રીધર ૩૩, સર્વકામ ૩૪, પુષ્ટિદ ૩૫, કીર્તિનાશક ૩૬, શ્રૃંગાર ૩૭, શ્રીવાસ ૩૮, શ્રીશોભ ૩૯, કીર્તિશોભન ૪૦, યુગ્મશિખર (યુગ્મશ્રીધર) ૪૧, બહુલાભ ૪૨, લક્ષ્મીનિવાસ ૪૩, કુપિત ૪૪, ઉદ્યોત ૪૫, બહુતેજ ૪૬, સુતેજ ૪૭, કલહાવહ ૪૮, વિલાસ ૪૯, બહુનિવાસ ૫૦, પુષ્ટિદ ૫૧, ક્રોધસન્નિભ ૫૨, મહત ૫૩ મહિત ૫૪, દુઃખ ૫૫, કુલચ્છેદ ૫૬, પ્રતાપવર્દ્ધન ૫૭, દિવ્ય ૫૮, બહુદુઃખ ૫૯, કંઠછેદન ૬૦, જંગમ ૬૧, સિંહનાદ ૬૨, હસ્તિજ ૬૩, અને કંટક ૬૪ ઇત્યાદિ ૬૪ ઘરોના નામ છે। હવે તેના લક્ષણ અને ભેદ કહે છે ॥૭૫॥ થી ॥૮૧॥

બે શાળા વાળા ઘરનું સ્વરૂપ રાજવલ્લભમાં બતાવે છે કે—

"अथ द्विशालालयलक्षणानि, पदैस्त्रिभि कोष्टकरन्ध्रसङ्ख्या ।
तन्मध्यकोष्ट परिहृत्य युग्म, शालाश्चतस्रो हि भवन्ति दिक्षु ॥"

બે શાળા વાળા ઘરનું લક્ષણ આ પ્રમાણે છે—ઘર કરવાની ભૂમિની લંબાઈ અને પહોળાઈના ત્રણ ત્રણ ભાગ કરવાથી કુલ નવ ભાગ (કોઠા) થાય છે। તેમાં મધ્ય ભાગને છોડીને બાકીના આઠ ભાગમાંથી બે બે ભાગની શાળા કરવી અને બાકીની ભૂમિ ખાલી રાખવી આ પ્રમાણે ચારે દિશાઓમાં ચાર પ્રકારની શાળા થાય છે।

"याम्याग्निगा च करिणी धनदाभिवक्त्रा, पूर्वानना च महिषी पितृवारुणस्था ।
गावी यमाभिनदनापि च रोगसोमे, छागी महेन्द्रशिखियोवरुणाभिवक्त्रा ॥,

ક્ષિણ અને અગ્નિકોણના કોઠામા બે શાળા હોય અને તેનુ મુખ ઉત્તર િશામા હોય તો તે શાળાનુ નામ 'હસ્તિની' શાળા કહેવાય। નૈઋત્ય અને પશ્ચિમ િશાના કોઠામા બે શાળા હોય અને તેનુ મુખ પૂર્વ દિશામા હોય તો તે શાળાનુ નામ 'મહિષી' શાળા કહેવાય । વાયવ્ય અને ઉત્તર દિશાના કોઠામા બે શાળા હોય અને તેનુ મુખ દક્ષિણ િશામા હોય તો તે શાળાનુ નામ 'ગાવી' શાળા કહેવાય । ઈશાન અને પૂર્વ િશાના કોઠામા બે શાળા હોય અને તેનુ મુખ પશ્ચિમ િશામા હોય તો તે શાળાનુ નામ 'છાગી' શાળા કહેવાય ।

હસ્તિની અને મહિષી એ બે શાળા એક સાથે હોય તેના ઘરનુ નામ 'સિદ્ધાર્થ' કહેવાય, તે નામ પ્રમાણે ફળ ાયક છે। મહિષી અને ગાવી એ બે શાળા સાથે હોય તેના ઘરનુ નામ 'યમસૂર્ય' કહેવાય, આ ઘર મૃત્યુકારક છે। ગાવી અને છાગી એ બે શાળા સાથે હોય તેના ઘરનુ નામ 'દંડ' છે, તે ધનની હાનિ કર્તા છે। હસ્તિની અને છાગી એ બે શાળા સાથે હોય તેના ઘરનુ નામ 'વાચ' કહેવાય, તે ાનિકારક છે। હસ્તિની અને ગાવી એ બે શાળા સાથે હોય તેના ઘરનુ નામ 'ચુલ્હી' કહેવાય તે અશુભ છે। આ પ્રમાણે અનેક પ્રકારના ઘરો બને છે, તે જાણવાને માટે જુઓ સમરાગણ અને રાજવલ્લભ આદિ શિલ્પગ્રથો ।

शान्तनादि घरोनु स्वरूप—

केवल ओवरय दुग सतणनाम मुणेह त गेह ।
तस्सेव मज्झि पट्ट मुहेगलिंदच सत्थियग ॥ ८२ ॥

ફક્ત બે શાળા વાળા ઘરને 'શાન્તન' નામનુ ઘર કહે છે। અર્થાત્ જે ઘરમા ઉત્તરદિશાના મુખવાળી હસ્તિનીશાળા હોય તે 'શાન્તન' નામનુ ઘર કહેવાય। પૂર્વ દિશાના મુખવાળી મહિષીશાળા હોય, તે 'શાન્તિ' નામનુ ઘર કહેવાય। દક્ષિણ દિશાના મુખવાલી ગાવી શાળા હોય તે 'વર્દ્ધમાન' ઘર કહેવાય। અને પશ્ચિમના મુખવાળી છાગી શાળા હોય, તે 'કુકુટ' નામનુ ઘર કહેવાય।

શાતનાિ બે શાળાવાળા ચાર ઘરોના મધ્યમા પડદો હોય અને દ્વાર આગળ એક એક અલિંદ હોય તો સ્વસ્તિક આિ ચાર પ્રકારના ઘર બને છે। જેમકે- શાન્તન નામના ઘરમા પડદો અને મુખ આગળ એક અલિંદ હોય તો 'સ્વસ્તિક' ઘર કહેવાય। શાન્તિ ઘરની મધ્યમા

પ૮ ૧૩ અને મુખ આગળ એક અલિંદ હોય તો 'હંસ' નામનું ઘર કહેવાય। વર્દ્ધમાન ઘરની બંનેમા પ૮ ૧૩ અને આગળ એક અલિંદ હોય તો 'વર્દ્ધન' ઘર કહેવાય। કુક્કુર ઘરની બંનેમા પ૮ ૧૩ અને દ્વાર આગળ એક અલિંદ હોય તો 'કર્બૂર' નામનું ઘર કહેવાય ॥ ૮૧ ॥




सत्थियगेहस्सग्गे अलिंदु वीओ अ त भवे सत ।
सते गुजारि दाहिण थभ सहिय (त) हवइ चित्त ॥८२॥

સ્વસ્તિક ઘરની આગળ બીજો એક અલિંદ હોય તો 'શાન્ત' નામનું ઘર કહેવાય। હંસ ઘરની આગળ બીજો એક અલિંદ હોય તો 'હર્ષણ' ઘર કહેવાય। વર્દ્ધન ઘરની આગળ બીજો

એક અલિંદ હોય તો 'વિપુલ' ઘર કહેવાય। કર્બૂર ઘરની આગળ એક બીજો અલિંદ હોય તો 'કરાલ' નામનું ઘર કહેવાય।

શાન્તન ઘરની દક્ષિણ દિશામાં સ્તંભ વાળો એક અલિંદ હોય તો 'વિત્ત' ઘર કહેવાય। વર્ધમાન ઘરની દક્ષિણ દિશામાં સ્તંભવાળો એક અલિંદ હોય તો 'ચિત્ર' ઘર કહેવાય। વિપુલ ઘરની દક્ષિણમાં સ્તંભ યુક્ત એક અલિંદ હોય તો 'ધન' નામનું ઘર કહેવાય। કરાલઘરની દક્ષિણમાં સ્તંભ યુક્ત અલિંદ હોયતો 'કાલદંડ' ઘર કહેવાય ॥ ૮૩॥

वित्तगिहे वामदिसे जइ हवइ गुजारि ताव बधुद ।
गुजारि पिट्ठि दाहिण पुरओ दु अलिंद त तिपुर ॥८४॥

વિત્ત ઘરની ડાબી બાજુ એક અલિંદ હોય તો 'બંધુદ' ઘર કહેવાય। ચિત્ર ઘરની ડાબી બાજુ અલિંદ હોય તો 'પુત્ર' ઘર કહેવાય। ધન ઘરની ડાબી બાજુ અલિંદ હોય તો 'સર્વાંગ' ઘર કહેવાય। કાલદંડ ઘરની ડાબી બાજુ અલિંદ હોય તો 'કાલચક્ર' ઘર કહેવાય।

શાન્તન ઘરની પાછળ અને જમણી તરફ એક એક અલિંદ હોય તથા દ્વાર આગળ બે અલિંદ હોય તે 'ત્રિપુર' ઘર કહેવાય। શાન્તિ ઘરની પાછળ અને જમણી તરફ એક એક અલિંદ હોય, તથા આગળ બે અલિંદ હોય તે 'સુંદર' ઘર કહેવાય। વર્દ્ધમાન ઘરની પાછળ અને જમણી તરફ એક એક અલિંદ હોય, તથા દ્વાર આગળ બે અલિંદ હોય તે 'નીલ' ઘર કહેવાય। કુક્કુટ ઘરની પાછળ અને જમણી તરફ એક એક અલિંદ હોય તથા આગળ બે અલિંદ હોય તે 'કુટિલ' ઘર કહેવાય ॥ ૮૪॥

पिट्ठी दाहिणवामे इगेग गुजारि पुरउ दु अलिंदा ।
त सासय आरास सव्वाण जणाण सतिकर ॥८५॥

બેશાળા વાળા ઘરની પાછળ જમણી અને ડાબી તરફ એક એક અલિંદ હોય, તથા આગળ બે અલિંદ હોય, તેના ઘરનું દ્વાર જો ઉત્તરમાં હોય તો તે 'શાશ્વત' ઘર કહેવાય, તે સર્વ મનુષ્યોને શાંતિ કરનારું છે, આ ઘરનું દ્વાર જો પૂર્વ દિશામાં હોય તો 'શાસ્રદ', દક્ષિણમાં હોય તો શીલ અને પશ્ચિમમાં હોય તો 'કોટર' ઘર કહેવાય ॥૮૫॥

दाहिणवाम इगेग अलिंद जुअलस्स मडव पुरओ ।
उवरयमज्झे थभो तस्स य नाम हवइ सोम ॥८६॥

બે શાળાવાળા ઘરની જમણી અને ડાબી બાજુ એક એક અલિંદ હોય અને આગળ બે અલિંદ હોય, તથા શાળાની મધ્યમાં સ્તંભ હોય, તેનું દ્વાર જો ઉત્તરમાં હોય તો તે 'સૌમ્ય' ઘર કહેવાય । આ ઘરનું દ્વાર જો પૂર્વ દિશામાં હોય તો 'સુભદ્ર' દક્ષિણ દિશામાં હોય તો 'ભદ્રમાન' અને પશ્ચિમ દિશામાં હોય તો 'ક્રૂર' ઘર કહેવાય ॥ ૮૬ ॥




पुरओ अलिंद तियग निदिस इक्कि हवइ गुजारी

थंभय पट्टसमेय सीधरनाम च त गेह ॥ ८७ ॥

બે શાળાનાળા ઘરની આગળ ત્રણ અલિંદ અને બાકીની ત્રણે દિશામાં એક એક અલિંદ હોય, તથા સ્તંભ પાટડા સહિત હોય તેના ઘરનું દ્વાર જો ઉત્તર દિશામાં હોય તો તે શ્રીધર નામનું ઘર કહેવાય। આ ઘરનું દ્વાર જો પૂર્વ દિશામાં હોય તો 'સર્વકામ' દક્ષિણમાં હોય તો 'પુષ્ટિદ' અને પશ્ચિમમાં હોય તો 'કીર્ત્તિવિનાશ' ઘર કહેવાય ॥ ૮૭ ॥

गुजारि जुअल तिहु दिसि अलिदमुहे य थभपरिकालिय ।
मडव जालिय सहिया सिरिसिंगार तय विंति ॥ ८८ ॥

જે બે શાળાનાળા ઘરની ત્રણે દિશામાં બે બે અલિંદ અને આગળ પણ બે અલિંદ સ્તંભ યુક્ત હોય, તથા અલિંદ આગળ મંડપ બારીનાળા હોય, તેના ઘરનું મુખ યદિ ઉત્તર દિશામાં હોય તે 'શ્રીશૃંગાર' નામનું ઘર કહેવાય। આ ઘરનું દ્વાર જો પૂર્વ દિશામાં હોય તો 'શ્રીનિવાસ' દક્ષિણમાં હોય તો 'શ્રીશોભ' અને પશ્ચિમમાં હોય તો 'કીર્ત્તિશોભન' ઘર કહેવાય ॥ ૮૮ ॥

तिन्नि अलिदा पुरओ तस्सग्गे भद्दु सेस पुव्वुव्व ।
त नाम जुग्गसधिर बहु मगलरिद्धि आवास ॥ ८९ ॥

જે બે શાળાનાળા ઘરની આગળના ભાગમાં ત્રણ અલિંદ ભદ્રનાળા હોય, બાકી પૂર્વવત્ અર્થાત્ ત્રણે દિશામાં બે બે ગુજારી સ્તંભ સહિત હોય તથા અલિંદ આગળ બારીનાળા મંડપ હોય, તેના ઘરનું દ્વાર જો ઉત્તર દિશામાં હોય તો તે ઘર 'યુગ્મશ્રીધર' કહેવાય, આ ઘર બહુ મંગલ દાયક અને ઋદ્ધિઓના નિવાસનાળું છે। આ ઘરનું મુખજો પૂર્વ દિશામાં હોય તો 'બહુલાભ' દક્ષિણમાં હોય તો 'લક્ષ્મીનિવાસ' અને પશ્ચિમ દિશામાં હોય તો 'કુપિત' ઘર કહેવાય ॥૮૯॥

दु अलिंद मडव तह जालिय पिट्ठग दाहिण दु गई ।
भित्तितरि थभजुआ उज्जोय नाम धणानिलय ॥ ९० ॥

બે શાળાવાળા ઘરના મુખ આગળ બે અલિંદ અને જાળીનાળા મંડપ હોય, તથા પાછળ એક અને જમણી તરફ બે અલિંદ હોય, તથા સ્તંભ વાળી ભીત હોય તેના ઘરનું દ્વાર ઉત્તર દિશામાં હોય તો તે 'ઉદ્યોત' ઘર કહેવાય, આ ઘર ધનના સ્થાનરૂપ છે। આ ઘરનું દ્વાર જો પૂર્વદિશામાં હોય તો 'બહુતેજ' દક્ષિણ દિશામાં હોય તો 'સુતેજ' અને પશ્ચિમ દિશામાં હોય તો 'કલહાવહ' ઘર કહેવાય ॥ ૯૦ ॥




उज्जोयगेहपच्छइ दाहिणए दु गइ भित्ति अंतरए।
जइ हुंति दो भमती विलासनाम हवइ गेहं ॥ ९१ ॥

ઉદ્યોત ઘરની પાછળ અને જમણી તરફ બે બે અલિંદ ભીંતની અંદરના ભાગમાં હોય, અને ઘરને બે ભમતી હોય, તેના ઘરનું દ્વાર જો ઉત્તરમાં હોય તો 'વિલાસ' નામનું ઘર કહેવાય। આ ઘરનું દ્વાર જો પૂર્વમાં હોય તો 'બહુનિવાસ', દક્ષિણમાં હોય તો 'પુષ્ટિ' અને પશ્ચિમમાં હોય તો 'ક્રોધસન્નિભ' ઘર કહેવાય ॥ ૯૧ ॥

तिअलिंदमुहस्सग्गे मडवय सेस विलासुव्व ।
न गेह च महत कुणइ महाड्ढि वसताण ॥ ९२ ॥

વિલાસ ઘરના મુખ આગળ ત્રણ અલિંદ મંડપ સહિત હોય તે ઘર 'મહંત' કહેવાય। આ ઘર મહાન્ઋદ્ધિવાળું અને સંતાનની વૃદ્ધિ કરનારું છે। આ ઘરનું મુખ જો પૂર્વદિશામાં હોય તો 'મહિત', દક્ષિણમાં હોય તો 'દુઃખ' અને પશ્ચિમમાં હોય તો 'કુંતઠ' ઘર કહેવાય ॥ ૯૨ ॥

मुहि ति अलिंद समडव जालिय ति दिसेंहिं दु दु य गुजारी ।
मज्झि वलयगयभित्ती जालिय य पयावद्धणय ॥ ९३ ॥

મંડપ શાળાવાળા ઘરની મુખ આગળ ત્રણ અલિંદ અને જાળીવાળા મંડપ હોય, તથા ત્રણે દિશામાં બે બે ગુજારી [અલિંદ] હોય અને મધ્ય વલયની ભીતમાં જાળી હોય, તેના ઘરનું દ્વાર ઉત્તર દિશામાં હોય તો 'પ્રતાપવર્દ્ધન' ઘર કહેવાય। આ ઘરનું દ્વાર પૂર્વદિશામાં હોય તો 'દિવ્ય', દક્ષિણમાં હોય તો 'બહુદુઃખ' અને પશ્ચિમમાં હોય તો 'કંઠછેદન' ઘર કહેવાય ॥ ૯૩ ॥

पयावद्धणे जइ थभय ता हवइ जगम सुजस ।
इअ सोलसगेहाइ सव्वाइ उत्तरमुहाइ ॥ ९४ ॥

પ્રતાપવર્દ્ધન ઘરમાં જો પટ્ટ હોય તો તે 'જંગમ' નામનું ઘર કહેવાય। આ ઘર યશ કીર્તિ કરનારું છે। આ ઘરનું મુખ પૂર્વદિશામાં હોય તો 'સિંહનાદ', દક્ષિણમાં હોય તો 'હસ્તિજ' અને પશ્ચિમમાં હોય તો 'કંટક' ઘર કહેવાય। આ પ્રમાણે શાંતનાદિ સોળ ઘર ઉત્તર મુખવાળા છે ॥ ૯૪ ॥

एयाइ चिय पुव्वा दाहिण पच्छिममुहेण बारेण ।
नामंतरेण अन्नाइ तिन्नि मिलियाणि चउसट्ठी ॥ ९५ ॥

ઉપર જે શાંતનાદિ સોળ પ્રકારના ઘર કહ્યા, તે પ્રત્યેકને પૂર્વ દક્ષિણ અને પશ્ચિમ દિશાના દ્વારવાળા કરવાથી ત્રણ ત્રણ ભેદ વધારે થાય છે તે પ્રમાણે બધાના ચાર ચાર ભેદ થાય તે એકઠા કરવાથી કુલ ચોસઠ ઘર થાય છે ॥ ૯૫ ॥

दिशाना भेदवड द्वारने स्पष्ट कहे छे—

सतणमुत्तरबार त चिय पुव्वमुहु सतद भणिय ।
जम्ममुह वड्ढमाण अवरमुह कुक्कुड तहन्नेसु ॥ ९६ ॥




શાતન ઘરનુ દ્વાર ઉત્તર દિશામાં, શાંતિદ ઘરનુ દ્વાર પૂર્વમાં, વર્દ્ધમાન ઘરનુ દ્વાર દક્ષિણમાં અને કુર્કુટ ઘરનુ દ્વાર પશ્ચિમ દિશામાં છે। આ પ્રમાણે બીજા પણ ચાર ચાર ઘરોના મુખ સમજી લેવા। મેં તો પાઠ નથીજ ભુલામાનાર નખેલ છે ॥ ૯૬ ॥

ध्रुव आदि आठ घरोनु स्वरूप—

**अग्गे अलिंद तियग इक्कि वामदाहिणोवरय ।**
**थंभजुअ च दुसाल तस्स य नाम हवइ सूर ॥ ९७ ॥**

જે દ્વિશાળ ઘરની આગળ ત્રણ અલિંદ હોય, તથા ડાબી અને જમણી તરફ એક એક શાળા સ્તંભ સહિત હોય તો 'સૂર્ય' ઘર કહેવાય ॥ ૯૭ ॥

वयणे य चउ अलिंदा उभय दिसे इकु इक्कु ओवरयो ।
नामेण वासव त जुगअत जाव वसइ धुव ॥ ९८ ॥

જે દ્વિશાળ ઘરની આગળ ચાર અલિંદ હોય તથા ડાબી અને જમણી તરફ એક એક શાળા હોય તે 'વાસવ' નામનું ઘર કહેવાય । આના ઘરમાં યુગાંત સુધી સ્થિરતા થાય ॥ ૯૮ ॥

मुहि ति अलिंद दु पच्छइ दाहिण वामे अ हवइ इक्कि ।
त गिहनाम वीय हितच्छिय चउसु वण्णाण ॥ ९९ ॥

જે બે શાળાવાળા ઘરની આગળ ત્રણ અલિંદ અને પાછળ બે અલિંદ તથા જમણી અને ડાબી તરફ એક એક અલિંદ હોય તે 'વીર્ય' નામનું ઘર કહેવાય ।આ ચારે વર્ણોને હિતકારક છે ॥ ૯૯ ॥

दो पच्छइ दो पुरओ अलिंद तह दाहिणे हवइ इक्को ।
कालक्ख त गेह अकालिदंड कुणइ नूण ॥ १०० ॥

જે બે શાળાવાળા ઘરની પાછળ બે, આગળ બે અને જમણી તરફ એક અલિંદ હોય તે 'કાલ' નામનું ઘર કહેવાય । આ ઘર દુર્ભિક્ષ આદિ દંડ નિશ્ચય કરનારું છે ॥ ૧૦૦ ॥

आलिंद तिन्नि वयणे जुअल जुअल च वामदाहिणए ।
एग पिट्ठि दिसाए बुद्धी सबुद्धिवड्ढणय ॥ १०१ ॥

જે બે શાળાવાળા ઘરની આગળ ત્રણ અલિંદ, તથા ડાબી અને જમણી તરફ બે બે અલિંદ, અને પાછળ એક અલિંદ હોય, તે 'બુદ્ધિ' નામનું ઘર કહેવાય । આ ઘર સદ્બુદ્ધિને વધારનારું છે ॥ ૧૦૧ ॥

दु अलिंद चउ दिसेहि सुव्वयनाम च सव्वसिद्धिकर ।
पुरओ तिन्नि अलिंदा ति दिसि दुग त च पासाय ॥ १०२ ॥

જે બે શાળાવાળા ઘરની ચારે તરફ બે બે અલિંદ હોય તે 'સુવ્રત' નામનું ઘર કહેવાય । આ ઘર સર્વ પ્રકારની સિદ્ધિ કરનારું છે । જે બે શાળાવાળા ઘરની આગળ ત્રણ અલિંદ અને બાકીની ત્રણે દિશામાં બે બે અલિંદ હોય, તે ઘરનું નામ 'પ્રાસાદ' કહેવાય ॥ ૧૦૨ ॥

चउरि अलिंदा पुरओ पिट्ठि तिग त गिह दुवेहक्ख ।
इह सूराई गेहा अट्ठ वि नियनामसरिसफला ॥ १०३ ॥

सूर्य १



वासव २



वीर्य ३



का नाद ४



बुद्धि ५



सुव्रत ६



प्रासाद ७



द्विवेध ८



જે બે શાળાવાળા ઘરની આગળ ચાર અલિંદ અને પાછળ નાના અલિંદ હોય તે ઘરનું નામ 'દ્વિવેધ' ઘર કહેવાય। આ પ્રમાણે સૂર્ય આદિ આઠ પ્રકારના ઘર કહ્યા, તે પોતાના નામ પ્રમાણે ફળ દેનાવાળા છે ॥ ૧૦૩ ॥

> निमलाइ सुंदराई हसाइ अलंकियाइ पभवाई ।
> पम्मोय सिरिभवाई चूडामणि कलसमाई य ॥ १०४ ॥
> एमाइआसु सव्वे सोलस सोलस हवंति गिहतत्तो ।
> इक्किक्काओ चउ चउ दिसिभेअ अलिंदभेएहिं ॥ १०५ ॥
> तिअलोयसुंदराई चउसट्ठि गिहाइ हुंति रायाणो
> ते पुण अवट्ट सपइ मिच्छा ण च रजभावेण ॥ १०६ ॥

વિમલાદિ, સુંદરાદિ, હંસાદિ, અલંકૃતાદિ, પ્રભવાદિ, પ્રમોદાદિ, શ્રીભવાદિ, ચૂડામણિ અને કલશ આદિ, એ સર્વ આદિત્યાદિ ઘરોની દિશા અને અલિંદનાં ભેદ વડે સોળ સોળ પ્રકારના ઘર બને છે। ત્રૈલોક્ય સુંદર આદિ ચોસઠ પ્રકારના ઘર રાજાઓ માટે છે। આ સમયમા ગોળ ઘર બનાવવાનો રીવાજ નથી, પરંતુ રાજાઓ માટે મના નથી ॥ ૧૦૪ ૧૦૫ ૧૦૬ ॥

घरना उदयनु मान समरांगणमा कहुं छे के—

> " विस्ताराद् षोडशो भागश्चतुर्हस्तसमन्वित ।
> तलोच्छ्रय प्रशस्तोऽय भवेद् विदितवेश्मनाम् ॥
> सप्तहस्तो भवेज्ज्येष्ठे मध्यमे षट्करोन्मित ।
> पञ्चहस्त कनिष्ठे तु विधातव्यस्तथोदय ॥ "

ઘરનો જે વિસ્તાર હોય તેના સોલમા ભાગમા ચાર હાથ વધારવાથી જે સખ્યા આવે, તેટલા માનનો ઘરના પહેલા તલ (માલ) નો ઉદય કરવો સારો છે। અથવા ઘરનો ઉદય સાત હાથ હોય તો તે જ્યેષ્ઠ માનનો ઉદય, છ હાથ હોય તો મધ્યમ ઉદય અને પાચ હાથ હોય તો કનિષ્ઠ માનનો ઉદય જાણવો।

घरमा कये २ ठेकाणे कोनु २ स्थान करवु ते बतावे छे—

> पुव्वे सीहदुवार अग्गीइ रसोइ दाहिणे सयण ।
> नेरइ नीहारठिई भोयणठिइ पच्छिमे भणिय ॥ १०७ ॥

वायव्वे सव्वाउह कोसुत्तर धम्मठाणु ईसाणे ।
पुव्वाइ विणिद्देसो मूलग्गिहदारविक्खाए ॥ १०८ ॥

ઘરની પૂર્વ દિશામા સિંહદ્વાર ( મુખ્ય દ્વાર ) કરવુ, અગ્નિકોણમા રસોડુ, દક્ષિણમા શયન ( સુવાનુ ) સ્થાન, નૈઋત્યમા પાયખાનાનુ સ્થાન, પશ્ચિમમા ભોજન કરવાનુ સ્થાન, વાયુકોણમા સર્વ પ્રકારના આયુધનુ સ્થાન, ઉત્તરમા ધનનુ સ્થાન અને ઈશાન કોણમા ધર્મનુ સ્થાન કરવુ જોઈયે। જે દિશામા ઘરનુ મુખ્ય દ્વાર હોય તેને પૂર્વ દિશા માની લઈને ઉપર પ્રમાણે સ્થાનો કરના।

द्वार विषय—

पुव्वाइ विजयवार जमवार दाहिणाइ नायव्व ।
अवरेण मयरवार कुबेरवार उईचीए ॥ १०९ ॥
नामसम फलमेसि बार न कयावि दाहिणे कुज्जा ।
जइ होइ कारणेण ताउ चउदिसि अट्ठ भाग कायव्वा ॥११०॥
सुहवारु असमज्झे चउसु पि दिसासु अट्ठभागासु ।
चउ तिय दुन्नि छ पण तिय पण तिय पुव्वाइ सुकम्मेण ॥१११॥

પૂર્વ દિશામા જે દ્વાર હોય તેને વિજય નામનુ દ્વાર, દક્ષિણમા જે દ્વાર હોય તેને યમ નામનુ દ્વાર, પશ્ચિમમા દ્વાર હોય તેને મગર દ્વાર અને ઉત્તર દિશામા દ્વાર હોય તેને કુબેર દ્વાર કહે છે। તે પોતાના નામ પ્રમાણે ફળ આપનાર છે, તે માટે દક્ષિણ દિશામા ક્યારે પણ દ્વાર કરવુ નહિ। કોઈ કારણને લીધે દક્ષિણમા દ્વાર રાખવુ હોય તો મધ્યમા ન કરતા બતાવેલ ભાગમા કરવુ તે સુખદાયક છે। જેમકે ચારે દિશામા આઠ ૨ ભાગ કલ્પના કરો, પછી પૂર્વના આઠ ભાગોમાથી ચોથા અથવા ત્રીજા ભાગમા, દક્ષિણના આઠ ભાગોમાથી બીજા અથવા છઠ્ઠા ભાગમા, પશ્ચિમના આઠ ભાગોમાથી પાચમા અથવા ત્રીજા ભાગમા અને ઉત્તરના આઠ ભાગોમાથી પાચમા અથવા ત્રીજા ભાગમા દ્વાર રાખવુ સારુ છે ॥ ૧૦૯ થી ૧૧૧ ॥

वाराउ गिहपवेस सोवाण करिज्ज सिट्ठिमग्गेण ।
पयठाण सुरमुह जलकुंभ रसोइ आसन्न ॥११२॥

દરવાજાથી ઘરમા પ્રવેશ કરના માટે સૃષ્ટિમાર્ગે અર્થાત્ જમણી તરફથી પ્રવેશ થાય, તે પ્રમાણે પગથીયા કરના જોઇયે। * પદસ્થાન ( પગથીયા ), જલ કુભ, રસોડુ અને આસન આદિ સુર મુખ કરના ॥ ૧૧૨ ॥

सगडमुहा वरगेहा कायव्वा तह य हट्ट वग्घमूहा ।
वाराउ गिहकमुच्चा हट्टुच्चा पुरउ मज्झ समा ॥११३॥

જેમ ગાડીના ભાગ આગળ સાકડો અને પાછળ વિશાળ હોય છે, તેમ ઘર દ્વાર આગળ સાકડુ અને પાછળ વિશાળ બનાવવુ । અને હાટ ( દુકાન ) વાઘના મુખ જેવા વિશાળ કરના અર્થાત્ દુકાનના આગળનો ભાગ વિશાળ કરવો । દરવાજાની પાછળ ઘર ઉંચુ કરવુ, અને દુકાન આગળના ભાગમા ઉંચી અને મધ્યમા સમાન હોવી જોઇયે ॥ ૧૧૩ ॥

દ્વારનો ઉદય અને વિસ્તારનુ માન રાજવલ્લભમા બતાવે છે કે—

" षष्ट्युया वाथ शतार्द्धसप्ततियुतै-र्व्यासस्य हस्तांगुलै ,
द्वारस्योदयको भवेच्च भवने मध्यकनिष्ठोत्तमौ ।
दैर्घ्यार्द्धेन च विस्तरः शशिकलाभागोधिक शस्यते,
दैर्घ्यात्तु त्र्यंशविहीनमर्द्धरहित मध्य कनिष्ठ क्रमात् ॥ "

ઘરની પહોળાઈ જેટલા હાથની હોય, તેટલા જ આગળોમા સાઠ આગળ મેળવી દેનાથી જે સખ્યા થાય એટલીજ દ્વારની ઉંચાઈ કરવી તે મધ્યમ માન, પચાસ આગળ મેળવીને ઉંચાઈ કરવામા આવે તે કનિષ્ઠ માન અને સિત્તેર આગળ મેળવીને ઉચાઈ કરનામા આવે તે જ્યેષ્ઠમાનની ઉંચાઈ જાણવી ।

દ્વારની ઉંચાઈ જેટલા આગળની હોય તેના અર્દ્ધ ભાગમા ઉંચાઇનો સોળમો ભાગ મેળવી ને દ્વારનો વિસ્તાર કરવો તે ઉત્તમ છે । દ્વારની ઉંચાઈના ત્રણ ભાગ કરી, તેમાથી એક ભાગ બાદ કરી, શેષ બે ભાગ પ્રમાણે વિસ્તાર કરવો તે મધ્યમ છે । અને દ્વારની ઉંચાઈના અર્દ્ધ ભાગ પ્રમાણે વિસ્તાર કરવો તે કનિષ્ઠ છે ।

દ્વારના ઉદયનો બીજો મત—

" गृहोत्सेधेन वा त्र्यंश-हीनेन स्यात् समुच्छ्रिति ।
तदर्द्धेन तु विस्तारो द्वारस्येत्यपरो विधि ॥ "

* ઉત્તરાર્દ્ધ વિચારણીય છે ।

ઘરની ઉંચાઈના ત્રણ ભાગ કરીને, તેમાથી એક ભાગ બાદ કરી બાકી બે ભાગે રહ્યા, તેટલી દ્વારની ઉંચાઈ કરવી અને ઉંચાઈથી અર્દ્ધી પહોળાઈ કરવી । આ બીજો પ્રકાર છે ।

ગૃહપ્રવેશનો શુભાશુભ પ્રકાર સમરાગણમા બતાવે છે કે—

"उत्सङ्गो हीनबाहुश्च पूर्णबाहुस्तथापर ।
प्रत्यक्षायश्चतुर्थश्च निवेश परिकीर्तित ॥"

ઘરમા પ્રવેશ કરવાને માટે પહેલો 'ઉત્સગ' નામનો પ્રવેશ, બીજો 'હીનબાહુ' અર્થાત્ 'સવ્ય' નામનો પ્રવેશ, ત્રીજો 'પૂર્ણબાહુ' અર્થાત્ 'અપસવ્ય' નામનો પ્રવેશ અને ચોથો 'પ્રત્યક્ષાય' અર્થાત્ 'પૃષ્ઠભગ' નામનો પ્રવેશ, એ ચાર પ્રકારનો પ્રવેશ માનવામા આવે છે । તેનુ શુભાશુભ લક્ષણ નીચે બતાવે છે ।

"उत्सङ्ग एकदिक्काभ्या द्वाराभ्या वास्तुवेश्मनो ।
स सौभाग्यप्रजावृद्धि–धनधान्यजयप्रद ॥"

મુખ્ય ઘરનુ દ્વાર અને પ્રથમ પ્રવેશ દ્વાર અર્થાત્ ખડકીનુ દ્વાર એકજ દિશામા હોય, તેને 'ઉત્સગ' નામનો પ્રવેશ કહે છે । આ પ્રમાણનો પ્રવેશ સૌભાગ્ય કારક, સતાનની વૃદ્ધિ કારક, ધન ધાન્ય આપનાવાળો અને વિજય કરનાવાળો છે ।

"यत्र प्रवेशतो वास्तु–गृह भवति वामत ।
तद्धीनबाहुक वास्तु निन्दित वास्तुचिन्तकै ॥
तस्मिन् वसन्नल्पवित्त स्वल्पमित्रोऽल्पबान्धव ।
स्त्रीजितश्च भवेन्नित्य विविधव्याधिपीडित ॥"

જે મુખ્ય ઘરનુ દ્વાર પ્રવેશ કરતી વખતે ડાબી તરફ હોય અર્થાત્ પ્રથમ ખડકીના દ્વારે પ્રવેશ કર્યા પછી ડાબી તરફ વળીને મુખ્ય ઘરમા પ્રવેશ થાય, તેને 'હીનબાહુ' પ્રવેશ કહે છે । આ પ્રકારના પ્રવેશને વાસ્તુશાસ્ત્રના વિદ્વાનો નિદિત કહે છે । આ પ્રકારના પ્રવેશવાળા ઘરમા રહેવા વાળા મનુષ્ય થોડા ધનવાળા થોડા મિત્રવાળા, સ્ત્રીને આધીન રહેવાવાળા, અને અનેક પ્રકારની વ્યાધિઓથી પીડિત હોય છે ।

"वास्तुप्रवेशतो यत्तु गृह दक्षिणतो भवेत् ।
प्रदक्षिणप्रवेशत्वात् तन्निगदात् पूर्णबाहुकम् ॥
तत्र पुत्राश्च पौत्राश्च धनधान्यसुखानि च ।
प्राप्नुवन्ति नरा नित्य वसन्तो वास्तुनि ध्रुवम् ॥"

* प्रथम प्रवेश करती वखते मुख्य घरनु द्वार जमणी तरफ होय अर्थात् पहेला खडकीना बारणे प्रवेश कर्या पछी जमणी तरफ वळीने मुख्यघरमा प्रवेश थाय, तेने 'पूर्णबाहु' प्रवेश कहे छे। आवा प्रवेशवाळा घरमा रहेनावाळा मनुष्यने पुत्र, पौत्र, धन, धान्य अने सुखनी निरतर प्राप्ति थाय छे।

" गृहपृष्ठ समाश्रित्य वास्तुद्वार यदा भवेत् ।
प्रत्यक्षायस्त्वसौ निन्द्यो वामावर्त्तप्रवेशवत् ॥"

मुख्य घरनी पछीत फरीने मुख्य घरमा प्रवेश थाय, ते 'प्रत्यक्षाय' अर्थात् 'पृष्ठभग' प्रवेश कहेवाय। एवा प्रवेशवाळा घर हीनबाहु प्रवेशवाळा घरनी जेम निन्दनीय छे।

घरनी ऊंचाइनु फल—

**पुव्वुच्च अत्थहर दाहिण ऊच्चघर धणसमिद्ध ।**
**अवरुच्च विद्धिकर उव्वसिय उत्तरा उच्च ॥ ११४ ॥**

पूर्व दिशामा घर ऊंचु होय तो लक्ष्मीनो विनाश थाय। दक्षिण दिशामा घर ऊंचु होय तो धनसपत्तिथी पूर्ण रहे। पश्चिम दिशामा घर ऊंचु होय तो धनधान्यनी वृद्धि करनारु छे। अने उत्तर तरफ घर ऊंचु होय तो वसति रहित उजड रहे ॥ ११४ ॥

घरना उदयनु प्रमाण राजवल्लभमा कहे छे के—

" वेश्मव्यासकलांशके युगगुणैर्हस्तैस्त्रिसार्द्धयुते,
हर्म्यस्य त्रिविधोदय क्षितितलाद् यावच्च पट्टोर्ध्वकम् ।
एकैकोऽपि पुनस्त्रिधा निगदित सर्व त एकादश,
क्षेप्या षण्णवतौ नखा शशिकला अष्टादशाद्यास्त्रिधा ॥
त्रिस्थाने युगपर्वतास्तिथियुता धिष्ण्यैकविंशान्विता,
मध्योऽय त्रिकरैस्तदशसहितै प्रोक्त कनिष्ठस्त्रिधा ॥"

घरनो जेटलो विस्तार होय, तेना सोळमा भागमा चार हाथ वधारी तेटलो घरनो उदय करवामा आवे तो ज्येष्ठमाननो उदय थाय, साडा त्रण हाथ वधारी घरनो उदय करवामा आवे

* अहि पण दिशा द्वारनी अपेक्षा ए जाणवी अर्थात् द्वारवाळी पूर्व दिशा समजवी

તો મધ્યમ માનનો ઉદય થાય, અને ત્રણ હાથ વધારી ઘરનો ઉદય કરવામા આવે તો કનિષ્ઠ માનનો ઉદય થાય। આ ત્રણે પ્રકારનો ઉદય ઘરના ભૂમિતલ (પીઠ) થી લઇને પાટડાના મથાળા સુધી ગણાય છે। આ પ્રત્યેક ઉદય ના બીજા ત્રણ ત્રણ ભેદ કરીને બાર પ્રકાર ના ઉદય થાય છે, તેમાથી અગ્યાર પ્રકારના ઉદય ગણવામા આવે છે। જેમકે—જ્યેષ્ઠમા ન ના ઉદયના ચાર હાથના ૯૬ આગળોમા અનુક્રમે ૨૦, ૧૮ અને ૧૬ આગળ મેળવીએ તો જ્યેષ્ઠ ઉદયના ત્રણ ભેદ થાય, તે આ પ્રમાણે—૯૬+૨૦=૧૧૬ આગળનો જ્યેષ્ઠ જ્યેષ્ઠ ઉદય, ૯૬+૧૮=૧૧૪ આગળનો જ્યેષ્ઠ મધ્યમ ઉદય, ૯૬+૧૬=૧૧૨ આગળનો જ્યેષ્ઠ કનિષ્ઠ ઉદય થાય। મધ્યમ માનના ઉદય ના સાડા ત્રણ હાથના ૮૪ આગળોમા અનુક્રમે ૨૭, ૨૧ અને ૧૫ આગળ મેળવીએ તો મધ્યમ ઉદયના ત્રણ ભેદ થાય, તે આ પ્રમાણે—૮૪+૨૭=૧૧૧ આગળનો મધ્યમજ્યેષ્ઠઉદય, ૮૪+૨૧=૧૦૫ આગળનો મધ્યમ મધ્યમ ઉ ય, ૮૪।૧૫=૯૯ આગળનો મધ્યમ કનિષ્ઠ ઉદય થાય। કનિષ્ઠ માનના ઉદય ના ત્રણ હાથના ૭૨ આગળોમા અનુક્રમે ૨૭, ૨૧ અને ૧૫ આગળ મેળવીએ તો કનિષ્ઠ ઉદયના ત્રણ ભેદ થાય, તે આ પ્રમાણે—૭૨+૨૭=૯૯ આગળનો કનિષ્ઠ જ્યેષ્ઠ ઉદય, ૭૨+૨૧=૯૩ આગળનો કનિષ્ઠ મધ્યમ ઉદય, ૭૨+૧૫=૮૭ આગળનો કનિષ્ઠ કનિષ્ઠ ઉદય થાય। આ પ્રમાણે બાર પ્રકારના ઉદય થાય છે, પણ તેમા મધ્યમ કનિષ્ઠ અને કનિષ્ઠ જ્યેષ્ઠ બે બે ઉદય સરખા ૯૯ આગળના હોવાથી તે બ નેનો એક ભે ગણીને મ થકારે અગ્યાર ભે લખ્યા છે।

વિશેષ સ્પષ્ટતા માટે ઘરનુ ઉદયચક્ર—

| उत्तम | | | | मध्यम | | | | कनिष्ठ | | | | मूल भेद ३ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| उत्तम १ | उ उ २ | उ म ३ | उ क ४ | म ५ | म उ ६ | म म ७ | म क ८ | क ९ | क उ १० | क म ११ | क क १२ | पेटा भेद १२ |
| ९६ | ९६ २० | ९६ १८ | ९६ १६ | ८४ | ८४ २७ | ८४ २१ | ८४ १५ | ७२ | ७२ २७ | ७२ २१ | ७२ १५ | आगळ सख्या |
| ९६ | ११६ | ११४ | ११२ | ८४ | १११ | १०५ | ९९ | ७२ | ९९ | ९३ | ८७ | |

આ બાર પ્રકારનો ઉ ય ઘરના વિસ્તારના સોળમા ભાગમા મેળવીને ઘરનો ઉદય કરવામા આવે છે।

બૃહત્સંહિતામા પણ કહ્યુ છે કે—

> " निस्तारषोडशांश सचतुर्हस्तो भवेद् गृहोच्छ्राय ।
> द्वादशभागेनोनो भूमौ भूमौ समस्तानाम् ॥ "

ઘરના વિસ્તારના સોળમા ભાગમા ચાર હાથ વધારીને તેનો ઘરનો ઉદય કરવો, પણ

મેડીબાળુ ઘર હોય તો પહેલા માળના ઉ યથી બીજા માળનો ઉ ય બારમો ભાગ કમ કરવો, અને ત્રીજા માળનો ઉદય બીજા માળના ઉ યથી બારમો ભાગ કમ રાખવો એ પ્રમાણે નીચેના માળના ઉદયથી ઉપરના માળનો ઉ ય બારમા ભાગે કમ રાખવો ।

સમરાગણમા પણ કહ્યુ છે કે—

" सप्तहस्तो भवेज्ज्येष्ठे मध्यमे षट्करोन्मित' ।
पञ्चहस्त कनिष्ठे तु विधातव्यस्तथोदय' ॥ "

ઘરનો ઉદય સાત હાથ હોય તો જ્યેષ્ઠ ઉદય કહેવાય, છ હાથ હોય તો મધ્યમ ઉ ય અને પાચ હાથ હોય તો કનિષ્ઠ ઉ ય જાણવો ।

ભીતનુ પ્રમાણ બૃહત્સહિતામા બતાવે છે કે—

" व्यासात् षोडशभाग सर्वेषा सद्मना भवति भित्ति ।
पक्वेष्टिकाकृताना दारुकृताना तु न विकल्प ॥ "

ઘરનો જેટલો વિસ્તાર હોય તેના સોળમે ભાગે ભીત જાડી કરવી । પરતુ પાકી ઈંટ અથવા લાકડા કે પાષાણની ભીત હોય તો પોતાની ઇચ્છાનુસાર ભીત જાડી કરવી । અર્થાત્ આ નિયમ ફક્ત માટીની ભીત કરવી હોય ત્યા લાગૂ પડે છે, બાકી ઇંટની કે લાકડાની ભીત હોય તો તે નિયમ નથી ।

घरनो आरभ पहेला क्याथी करवो ते बतावे छे—

मूलाओ आरभो कीरइ पच्छा कमे कमे कुज्जा ।
सव्व गणिय विसुद्ध वेहो सव्वत्थ वज्जिज्जा ॥ ११५ ॥

સર્વ પ્રકારે ભૂમિના દોષોને શુદ્ધ કરીને, ઘરની મુ ખ્યશાળાથી કાર્યનો પ્રથમ આરભ કરવો જોઈએ । તે પછી અનુક્રમે બીજે ર ઠેકાણે કામનો આરભ કરવો । કોઈ જગ્યાએ વેધ આદિ દોષ ન આવે તેમ કરવુ, વેધ સર્વથા વર્જનીય છે ॥ ૧૧૫ ॥

सात प्रकारना वेध—

तलवेह कोणवेह तालुयवेह कवालवेह च ।
तह थभ तुलावेह दुवारवेह च सत्तमय ॥ ११६ ॥

તલવેધ કોણવેધ તાલુવેધ કપાલવેધ સ્તભવેધ તુલાવેધ અને દ્વારવેધ એ સાત પ્રકારના વેધો જાણવા ।

समविसमभूमि कुभि अ जलपूर परगिहस्स तलवेहो ।
कूणसम जइ कूण न हवइ ता कूणवेहो अ ॥ ११७ ॥

ઘરની ભમિ સમવિષમ ઊંચી નીચી હોય, દ્વારની સામે કુભી ( ઘાણી, અરહટ, કોલ્હૂ વિગેરે ) હોય, બીજાના ઘરની પાણીની પરનાળ યા રસ્તો હોય તો તલવેધ જાણવો । તથા ઘરના ખૂણા બરાબર ન હોય તો તે કોણવેધ જાણવો ॥ ૧૧૭ ॥

इक्कखणे नीचुच्च पीढ त मुणह तालुयावेह ।
वारस्सुवरिमपट्टे गब्भे पीढ च सिरवेह ॥ ११८ ॥

એમજ ખડમા પાટડા ઊંચા નીચા હોય તો તાલુવેધ જાણવો । દ્વારના ઉત્તરંગમા મધ્યભાગે પાટડો આવે તો શિરવેધ જાણવો ॥ ૧૧૮ ॥

गेहस्स मज्झि भाए थभेग त मुणेह उरसल्ल ।
अह अनलो विनलाइ हविज्ज जा थभवेहो सो ॥ ११९ ॥

ઘરની મધ્ય ભાગમા એક થાભલો હોય, અથવા અગ્નિ યા જળનુ સ્થાન હોય તો તે ઘરનુ હૃદયશલ્ય જાણવુ, તે સ્તમ્ભવેધ કહેવાય ।

हिट्ठिमउवरिखणाण हीणाहियपीढ त तुलावेह ।
❀ पीढा समसखाओ हवति जइ तत्थ नहु दोसो ॥ १२० ॥

ઘરના નીચેના અને ઉપરના માળમા પાટડા ન્યૂન યા અધિક હોય તો તુલાવેધ જાણવો । પરતુ પાટડાની સખ્યા બરાબર સમાન હોય તો દોષ નહિ ॥ ૧૨૦ ॥

दूम कूव थभकोण य किलाविद्धे दुवारवेहो य ।
गेहुच्चविउणभूमी त न विरुद्ध बुहा विंति ॥ १२१ ॥

ઘરના દરવાજાની સામે કોઇ વૃક્ષ કુવા સ્તમ્ભ ખૂણો અથવા ખીલી હોય તો દ્વારવેધ કહેવાય । પરતુ ઘરની ઊંચાઇથી બમણી જમીન છોડીને ઉપરોક્ત કોઈ પણ વેધ હોય તો તેનો દોષ નથી, એમ પંડિત જનોએ કહ્યુ છે ॥ ૧૨૧ ॥

---

* ' पीढ पीढस्स सम हवइ जत्थ नहु दोसो ' इति पाठान्तरे ।

વેધનો પરિહાર આચારદિનકરમા કહે છે કે—

" उच्छ्रायभूमि द्विगुणा त्यक्त्वा चैत्ये चतुर्गुणाम् ।
वेधादिदोषो नैव स्याद् एव त्वष्टृमत यथा ॥ "

ઘરની ઊંચાઈથી બમણી અને મંદિરની ઊંચાઈથી ચારગુણી ભૂમિને છોડીને તે ઉપરાંત કોઈ વેધ આદિ હોય તો તેનો દોષ નથી, એવો વિશ્વકર્માનો મત છે ॥

वेधनु फल—

तलवेहि कुट्ठरोगा हवंति उच्चेय कोणवेहम्मि ।
तालुअवेहेण भय कुलक्खय थभवेहेण ॥ १२२ ॥
कापालु तुलावेहे धणनासो हवइ रोरभावो अ ।
इअ वेहफल नाउ सुद्ध गेह करेअव्व ॥ १२३ ॥

તલવેધથી કોઢ રોગ, ખૂણાના વેધથી ઉચ્ચાટન, તાલુવેધથી ભય, થાભલાના વેધથી કુલનો વિનાશ, કપાલવેધ અને તુલાવેધથી ધનનો નાશ અને કલેશ થાય । આ પ્રમાણે વેધના ફલને જાણીને શુદ્ધ ઘર કરવુ જોઇયે ॥ ૧૨૨ ॥ ૧૨૩ ॥

વારાહી સંહિતામા દ્વારવેધ બતાવે છે—

" रथ्याविद्ध द्वार नाशाय कुमारदोषद तरुणा ।
पकद्वारे शोको व्ययोऽम्बुनिस्स्राविणि प्रोक्त ॥
कूपेनापस्मारो भवति विनाशश्च देवताविद्धे ।
स्तम्भेन स्त्रीदोषा कुलनाशो ब्रह्मणाभिमुखे ॥ "

બીજાના ઘરમા જવા માટે રસ્તો પોતાના દરવાજામા થઇને જતો હોય તો રસ્તાનો વેધ ગણાય, તે વિનાશકારક છે । વૃક્ષનો વેધ હોય તો સતાનની વૃદ્ધિ ન થાય । કાદવનો વેધ હોય તો શોક થાય । પાણીના પરનાળાનો વેધ હોય તો ધનનો વ્યય થાય । કુવાનો વેધ હોય તો અપસ્માર ( વાયુ ) નો રોગ થાય । શિવ સૂર્ય આદિ દેવતાનો વેધ હોય તો ગૃહસ્વામીનો વિનાશ થાય । સ્તભનો વેધ હોય તો સ્ત્રીને કષ્ટદાયક થાય । બ્રહ્માની સામે દ્વાર હોય તો કુલનો નાશકારક છે ।

इगवेहेण य कलहो कमेण हाणि च जत्थ दो हुति ।
तिहु भूआणनिवासो चउहिं खओ पचहिं मारी ॥ १२४ ॥

એક વેધથી કલહ, બે વેધથી અનુક્રમે વંશની હાનિ, ત્રણ વેધથી ઘરમાં ભૂતનો નિવાસ, ચાર વેધથી ઘરનો ક્ષય અને પાંચ વેધથી મહામારી ( રોગ ) થાય ॥ १२४॥

वास्तुपुरुषचक्र—

अट्ठुत्तरसउ भाया पडिमारूवुव्व करिवि भूमितओ ।
सिरि हियइ नाहि सिहिणो थंभ वज्जेह जत्तेण ॥ १२५ ॥

ઘરની ભૂમિતલના એકસો A આઠ ભાગ કરીને, તેમાં એક મૂર્તિના આકારવાળી વાસ્તુપુરુષની આકૃતિ કલ્પના કરવી, જ્યાં વાસ્તુ પુરુષનું મસ્તક, હૃદય, નાભિ અને શિખા જ્યાં આવે ત્યાં સ્તંભ નહિ મૂકો જોઈએ ॥ १२५ ॥

વાસ્તુપુરુષના અંગ વિભાગ બતાવે છે કે—

" ईशो मूर्ध्नि समाश्रितः श्रवणयोः पर्जन्यनामा दितिः-
रापस्तस्य गले तदंशयुगले प्रोक्तो जयश्चादितिः ।
उक्तावर्यमभूधरौ स्तनयुगे स्यादापवत्सो हृदि,
पञ्चेन्द्रादिसुराश्च दक्षिणभुजे वामे च नागादयः ॥
सावित्रः सविता च दक्षिणकरे वामे द्वयं रुद्रतो,
मृत्युमैत्रगणस्तथोरुविषये स्यान्नाभिपृष्ठे विधिः ।
मेढ्रे शक्रजयौ च जानुयुगले तौ वह्निरोगौ स्मृतौ,
पूषानन्दिगणाश्च सप्तविबुधा नल्यो पदोः पैतृकाः ॥ "

ઈશાન કોણમાં વાસ્તુનરનું મસ્તક છે, તે ઉપર ઈશ દેવને સ્થાપના. બન્ને કાન ઉપર અનુક્રમે પર્જન્ય અને દિતિ દેવને, ગળા ઉપર આપ દેવને, બન્ને ખભા ઉપર અનુક્રમે જય અને અદિતિ દેવને, બન્ને સ્તન ઉપર ક્રમથી અર્યમા અને ભૂધર ( પૃથ્વીધર ) દેવને હૃદય ઉપર આપવત્સને, જમણી ભુજા ઉપર ઈન્દ્રાદિ પાંચ ( ઈન્દ્ર સૂર્ય સત્ય ભૃશ અને આકાશ ) દેવોને, ડાબી ભુજા ઉપર નાગાદિ પાંચ ( નાગ મુખ્ય ભલ્લાટ કુબેર અને શૈલ ) દેવોને, જમણા હાથ ઉપર સાવિત્ર અને સવિતા દેવોને, ડાબા હાથ ઉપર રુદ્ર અને રુદ્રદાસ દેવોને, જંઘા ઉપર ક્રમથી મૃત્યુ અને મૈત્ર દેવને, નાભિના B પૃષ્ઠ ભાગે બ્રહ્મા દેવને, ગુહ્યેન્દ્રિય સ્થાન ઉપર ઈન્દ્ર અને જય

A એક સો આઠ ભાગની કલ્પના કરી છે તેમાં એક સો બાર વાસ્તુમંડલના મધ્યમાં અને વાસ્તુમંડલની બહાર કોણમાં ચરકી આદિ આઠ રાક્ષસીઓના ગણવા એમ પ્રાસાદમંડનમાં કહ્યું છે.

B નાભિનો પૃષ્ઠભાગ કહેવાનો મતલબ એવો છે કે વાસ્તુપુરુષની આકૃતિ ઊંધા સૂતેલા પુરુષના આકારે છે.




..દેવને, બ ને ીચણ ઉપર ક્રમથી અગ્નિ અને રો ગ ને, જમણા પ ની નળી ઉપર પૂના સાત ( પૂસા વિતથ ગૃહક્ષત યમ ગ ર્વ ભૃગ અને મૃ ।) દેવોને, ડાબા પગની નળી ઉપર નિ આ સાત ( નદિ સુગ્રીન પુષ્પ ત વરૂણ અ સુર રોગ અને પાપયક્ષ્મા) દેવોને, પગને તલિયે પિ તૃદેવને સ્થાપન કરના।

વાસ્તપ ના ૮૫ દેવોના નામ અને સ્થાન—

" ईशस्तु पर्जन्यजयेन्द्रसूर्या , सत्यो भृशाकाशक एव पूर्वे ।
वह्निश्च पूषा वितथाभिधानो, गृहक्षत प्रेतपति क्रमेण ॥
गन्धर्वभृङ्गौ मृगपितृसञ्ज्ञौ, द्वारस्थसुग्रीवकपुष्पदन्ता ।
जलाधिनाथोऽप्यसुरश्च शेष सपापयक्ष्मापि च रोगनागौ ॥
मुख्यश्च भल्लाटकुबेरशैला–स्तथैव बाह्ये ह्यदितिर्दितिश्च ।
द्वात्रिंशदेव क्रमतोऽर्चनीया–स्त्रयोदशैव त्रिदशाश्च मध्ये ॥ "

ઈશાન કોણમા ઈશને, પૂર્વ દિશાના કોઠામા અનુક્રમે પર્જ ય, જય, ઇંદ્રિ, સૂર્ય, સત્ય ભૃશ, અને આકાશ એ સાત દેવોને, અગ્નિકોણમા અગ્નિદેવને, દક્ષિણ િશાના કોઠામા અનુક્રમે પૂસા, વિતથ ગૃહક્ષત, યમ, ગ ધર્વ, ભગરાજ, અને મગ એ સાત દેવોને, નૈઋત્ય કોણમા પિતૃદેવને, પશ્ચિમ દિશાના કોઠામા અનુક્રમે નદી, સુગ્રીવ, પુષ્પદત, વરૂણ, અસુર શેષ અને પાપયક્ષ્મા એ સાત દેવોને, વાયુકોણમા રોગદેવને, ઉત્તર દિશાના કોઠામા અનુક્રમે નાગ, મુખ્ય, ભલ્લાટ,

કુબેર, શૈલ, અદિતિ અને દિતિ એ સાત દેવોને સ્થાપના। આ પ્રમાણે બત્રીશ દેવ ઉપરના કોઠામા પૂજના। અને મધ્ય કોઠામા તેર દેવ પૂજના તે નીચે પ્રમાણે બતાવે છે।

" प्रागर्यमा दक्षिणतो विवस्वान्, मैत्रोऽपर सौम्यदिशो विभागे।
पृथ्वीधरोऽर्च्यस्त्वथ मध्यतोऽपि, ब्रह्मार्चनीय सकलेषु नूनम् ॥ "

ઉપરના કોઠાઓની નીચે પૂર્વ દિશાના કોઠામા અર્યમા, દક્ષિણ દિશાના કોઠામા વિવસ્વાન્ પશ્ચિમ દિશાના કોઠામા મૈત્ર અને ઉત્તર દિશાના કોઠામા પૃથ્વીધર દેવને સ્થાપીને પૂજા કરવી અને બધા કોઠાની વચમા બ્રહ્માની પૂજા કરવી।

" आपापवत्सौ शिवकोणमध्ये, सावित्रकोऽग्नौ सविता तथैव।
कोणे महेन्द्रोऽथ जयस्तृतीये, रुद्रोऽनिलेऽर्च्योऽप्यथ रुद्रदास ॥ "

ઉપરના કોઠાના કોઠાની નીચે ઈશાન કોણમા આપ અને આપવત્સને અગ્નિકોણમા સાવિત્ર અને સવિતાને, નૈઋત્યકોણમા ઈન્દ્ર અને જયને, વાયુકોણમા રુદ્ર અને રુદ્રદાસને સ્થાપીને પૂજના જોઈયે।

" ईशानबाह्ये चरकी द्वितीये, विदारिका पूतनिका तृतीये।
पापाभिधा मारुतकोणके तु, पूज्या सुरा उक्त विधानकैस्तु ॥ "

વાસ્તુમંડલની બહાર ઈશાનકોણમા ચરકી, અગ્નિકોણમા વિદારિકા, નૈઋત્યકોણમા પૂતના અને વાયુકોણમા પાપા આ ચાર રાક્ષસણીને પૂજવી।

પ્રાસાદ મંડનમા વાસ્તુમંડલની બહાર કોણમા આઠ દેવ બતાવે છે—

" ऐशान्ये चरकी बाह्ये पीलीपीछा च पूर्वगत्।
विदारिकाग्नौ कोणे च जंभा याम्यदिशाश्रिता ॥
नैर्ऋत्ये पूतना स्कन्दा पश्चिमे वायुकोणके।
पापा राक्षसिका सौम्येऽर्यमा सर्वतोऽर्चयत् ॥ "

ઈશાન કોણની બહાર ઉત્તરમા ચરકી અને પૂર્વમા પીલીપીછા, અગ્નિકોણની બહાર પૂર્વમા વિદારિકા અને દક્ષિણમા જંભા, નૈઋત્ય કોણની બહાર દક્ષિણમા પૂતના અને પશ્ચિમમા સ્કંદા। વાયુકોણની બહાર પશ્ચિમમા પાપા અને ઉત્તરમા અર્યમાને પૂજવી જોઈયે।

ક્યો વાસ્તુ ક્યે ઠેકાણે પૂજવો તે કહે છે—

" ग्रामे भूपतिमन्दिरे च नगरे पूज्यश्चतु षष्टिकै-
रेकाशीतिपदै समस्तभवने जीर्णे नवाब्ध्यशकै. ।
प्रासादे तु शतांशकैस्तु सकले पूज्यस्तथा मण्डपे,
कूपे पण्णवचन्द्रभागसहितै र्वाप्या तडागे वने ॥ "

ગામ રાજમહેલ અને નગરને વિષે ચોસઠ પદનો વાસ્તુ, સર્વ જાતિના ઘરને વિષે એકાશી પદનો વાસ્તુ, જીર્ણોદ્ધારમા ઓગણપચાસ પદનો વાસ્તુ, સર્વજાતિના પ્રાસાદ અને મંડપને વિષે સોપદનો વાસ્તુ, કુવા વાવ તળાવ અને વનમા એકસો છનુ પદનો વાસ્તુ પૂજવો।

ચોસઠ પદના વાસ્તુનુ સ્વરૂપ—

" चतुषष्टिपदैर्वास्तु-र्मध्ये ब्रह्मा चतुष्पद ।
अर्यमाद्याश्चतुर्भागा द्विद्वयशा मध्यकोणगाः ॥
बहिष्कोणेष्वर्द्धभागा शेषा एकपदा सुरा । "

६४ चौसठपदका वास्तुचक्र—




ચોસઠ પદના વાસ્તુમા ચારપદનો બ્રહ્મા, અર્યમાદિ ચાર દેવ ચાર ચાર પદના મધ્યકોણના આપવત્સ આદિ આઠ દેવ બે બે પદના, ઉપરના કોણાના આઠ દેવ અરધા અરધા પદના અને બાકીના દેવ એક એક પદના છે।

એક્યાશી પદના વાસ્તુનું સ્વરૂપ—

" एकाशीतिपदे ब्रह्मा नवार्यमाद्यास्तु षट्पदा ॥
द्विपदा मध्यकोणेऽष्टौ बाह्ये द्वात्रिंशदेकगा ।"




એક્યાશી પદના વાસ્તુમાં નવ પદનો બ્રહ્મા, અર્યમાદિ ચાર દેવ છ છ પદના, મધ્ય ખૂણાના આઠ દેવ બે બે પદના અને બાહ્યના બત્રીશ દેવ એક એક પદના છે।

એકસો પદના વાસ્તુનું સ્વરૂપ—

" शते ब्रह्मादिसन्धांशो बाह्यकोणेषु सार्द्धगा ।
अर्यमाद्यास्तु वस्वंशा शेषास्तु पूर्ववास्तुवत् ॥"

એકસો પદના વાસ્તુમાં સોળ પદનો બ્રહ્મા, બહારના કોણાના આઠ દેવ દોઢ દોઢ પદના, અર્યમાદિ ચાર દેવ આઠ આઠ પદના, મધ્ય ખૂણાના આઠ દેવ બે બે પદના, અને બાકીના દેવ એક એક પદના છે।

ઓગણપચાસ પદના વાસ્તુનું સ્વરૂપ—

" वेदांशो विधिरर्यमप्रभृतयस्त्र्यंशा नव त्र्यष्टक,
कोणतोऽष्टपदाद्दिशा परसुरा पद्भागहीने पद ।




वास्तोर्नन्दयुगाश एरमधुनाष्टाशैश्वतु पष्टिके,
सन्धे सूत्रमितान् सुधी परिहरेद् भित्ति तुला स्तम्भरान् ॥"




ઓગણપચાસ પ ના વાસ્તુ મા ચાર પ નો બ્રહ્મા, અર્યમાદિ ચાર દેવ ના ત્રણ પ ના, મધ્યખૂણા ના આઠ દેવ બબ પ ના, ઉપરના ખૂણાના આઠ દેવ અર્દ્ધ ૨ પ ના અને બાકીના ચાવીસ દેવ વીશ પ મા સ્થાપિત કરના, તે આવી રીતે—એક પ ના છ ભાગ કરી એક ભાગ છોડીને બાકીના પાચ પ મા એક દેવ સ્થાપન કરવો। અર્થાત્ વીશ પદના પ્રત્યેકના છ છ ભાગ કરનાથી એક સો વીશ ભાગ થાય, તેને ચા વીસે-ભાગનાથી પ્રત્યેક દેવ માટે

પાંચ પાંચ ભાગ આવે । એમ ૮૧ પદના વાસ્તુપુરુષની કલ્પના કરીને પછી તે વાસ્તુપુરુષની સન્ધી ભાગમાં બુદ્ધિમાન પુરુષે ભીંત તુલા ( પાટડા ) કે સ્તંભ મુકવા નહિ ।

દિ૦ વસુનન્દિકૃત પ્રતિષ્ઠાસારમાં ૮૧ પદનો વાસ્તુચક્ર બતાવે છે—

" विधाय मसृण क्षेत्र वास्तुपूजां विधापयत् ॥
रेखाभिस्तिर्यगूर्ध्वाभि र्नवाग्राभि सुमण्डलम् ।
चूर्णेन पञ्चवर्णेन सैकाशीतिपद लिखेत् ॥
तेष्वष्टदलपद्मानि लिखित्वा मध्यकोष्ठके ।
अनादिसिद्धमन्त्रेण पूजयेत् परमेष्ठिन ॥
तद्बहि श्चाष्टकोष्ठेषु जयाद्या देवता यजेत् ।
तत षोडशपत्रेषु विद्यादेवीश्च संयजेत् ॥
चतुर्विंशतिकोष्ठेषु यजेच्छासनदेवता ।
द्वात्रिंशत्कोष्ठपत्रेषु देवेन्द्रान् क्रमशो यजेत् ॥
स्वमन्त्रोच्चारण कृत्वा गन्धपुष्पाक्षत वरम् ।
दीपधूपफलार्घाणि दत्वा सम्यक् समर्चयेत् ॥
लोकपालाश्च यक्षाश्च समभ्यर्च्य यथाविधि ।
जिनबिम्बाभिषेक च तथाष्टविधमर्चनम् ॥"

પ્રથમ ભૂમિને શુદ્ધ કરીને પછી વાસ્તુપૂજા કરવી । અગ્રભાગમાં નવાકૃતિવાળી ઊભી અને આડી દશ દશ રેખાઓ ખેંચવી । તેની ઉપર પાંચ વર્ણના ચૂર્ણથી એક્યાસી પદવાળું સુન્દર મંડલ કરવું, મધ્યની મધ્યના નવ કોઠાઓમાં આઠ પાંખડીવાળું કમલ બનાવવું । તે કમલની મધ્યમાં પરમેષ્ઠી અરિહંત દેવને નમસ્કારમંત્ર પૂર્વક સ્થાપીને પૂજા કરવી, કમલની ચારે દિશાની ચાર પાંખડીઓમાં સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુને તથા કોણવાળી ચાર પાંખડીઓમાં જયા, વિજયા જયંતા અને અપરાજિતા એ ચાર દેવીઓને સ્થાપીને પૂજા કરવી । કમલની ઉપર સોળ કોઠાઓમાં સોળ વિદ્યાદેવીઓને સ્થાપન કરીને પૂજવી । તેની ઉપર ચોવીસ કોઠાઓમાં શાસન દેવતાઓને સ્થાપીને પૂજવા અને તેની ઉપર બત્રીશ કોઠાઓમાં * ઇંદ્રોને અનુક્રમે સ્થાપીને પૂજવા । દેવ દેવોને મંત્રોચ્ચાર પૂર્વક ગંધ, પુષ્પ, અક્ષત, દીપક, ધૂપ, ફલ અને નૈવેદ્ય આદિ ચઢાવીને પૂજવા । તેમજ દશ દિક્પાલ અને ચોવીસ યક્ષોની પણ પૂજા કરવી । જિન બિંબની ઉપર અભિષેક પૂર્વક અષ્ટપ્રકારી પૂજા કરવી ।

* દિગંબરાચાર્ય તો નહિ । પાછળમાં આઠ વ્યંતર અને આઠ વાણવ્યંતરના બત્રીશ ઇંદ્રોને છોડીને બાકીના બત્રીશ ઇંદ્રોની પૂજા કરવાનો અધિકાર કહેલ છે ।

एकयासी पदनो वास्तु चक्र—



વાસ્તુ યા ખાત આદિ મુહૂર્ત કરનાર પુરુષ કેવો હોવો જોઇયે, તે બૃહત્સંહિતામા બતાવે છે—

" दक्षिणभुजेन हीने वास्तुनरेऽर्थक्षयोऽङ्गनादोषा ।
वामेऽर्थधान्यहानि शिरसि गुणैर्हीयते सर्व ॥
स्त्रीदोषा सुतमरण प्रेष्यत्व चापि चरणवैकल्ये ।
अविकलपुरुषे वसता मानार्थयुतानि सौख्यानि ॥"

ખાત આદિ વાસ્તુ કરનારો પુરુષ જો જમણા હાથે હીન હોય તો દ્રવ્યનો નાશ થાય અને સ્ત્રી દોષ થાય। ડાબે હાથે હીન હોય તો ધન ધાન્યની હાનિ થાય। માથાના કોઈ પણ અવયવ એટલે નાક કાન આખ અને મુખ આદિ હીન હોય તો સર્વ ગુણોનો નાશ થાય। જમણા યા ડાબા પગે હીન હોય તો સ્ત્રી દોષ અને પુત્રનુ મરણ થાય, તથા દાસપણુ પ્રાપ્ત થાય। જો સંપૂર્ણ અવયવવાળો હોય તો ઘરમા રહેનારને માન પ્રતિષ્ઠાની અને સુખની પ્રાપ્તિ થાય।

द्वार खूणा स्तभ विगेरे केवी रीते राखवा ते बतावे छे—

वार वारस्स सम अहवार वारमज्झि कायव्व ।
अह वज्जिऊण वार कीरइ वार तहाल च ॥ १२६ ॥

મુખ્ય દ્વારની બરોબર બીજા દ્વાર રાખવા અર્થાત્ દરેકના મથાળા ( ઉત્તરંગ ) સમસૂત્રમા રાખવા, અથવા મુખ્ય દ્વારની મધ્યમા આવે એ પ્રમાણે સાકડુ કરવુ । જો મુખ્ય દ્વારની સન્મુખ પણ છોડીને એક તરફ દ્વાર કરવામા આવે તો પોતાની ઈચ્છાનુસાર કરે ॥ ૧૨૬ ॥

" अन्तर्द्वाराद् बहिर्द्वार नोच्च कुर्यान्न सङ्कटम् ।
उच्च विसङ्कट वापि तच्छिद्राय न जायते ॥ "

અદરના મુખ્ય દ્વારથી બહાર ખડકીનુ દ્વાર ઊચુ તથા સાકડુ કરવુ નહિ । બ નેના ઉત્તરંગ સમસૂત્રમા રાખવા, ઊચુ યા સાકડુ કરેતો સારૂ નહિ ।

" तुला उपतुला वास्तु-द्वारि तिर्यग् यदा कृता ।
दारिद्र्यव्याधिसन्तापा भवन्ति स्वामिनस्तदा ॥ "

ભારવટ તથા પીઢીઓ દ્વારની સામા રાખવા નહિ, યદિ સામા હોય તો ઘરનો સ્વામી રિદ્રપણાથી અને વ્યાધિથી દુ ખી થાય ।

कूण कूणस्स सम आलय आल च कीलए कील ।
थभे थभ कुज्जा अह वेह वज्जि कायव्वा ॥ १२७ ॥

ખૂણાની બરાબર ખૂણા, ગોખલાની સમાન ગોખલા, ખીલીની બરાબર ખીલી અને થાભલાની બરાબર થાભલા એ સમાન રાખવા અથવા વેધ ન આવે તેમ કરવા ॥ ૧૨૭ ॥

आलयसिरम्मि कीला थभो वारुवरि वारु थभुवरे ।
वार द्विवार समखण निसमा थभा महा असुहा ॥ १२८ ॥

ગવાક્ષની ઉપર ખીલી, દ્વારની ઉપર સ્તમ્ભ, સ્તમ્ભની ઉપર દ્વાર, દ્વારની ઉપર બે દ્વાર, સમાન ખડ અને વિષમ સ્તમ્ભ એ બધા મહા અશુભ માન્ય છે ॥ ૧૨૮ ॥

थभहीण न कायव्व पासाय * मठमदिर ।
कूणकक्खतरऽवस्स देय थभ पयत्तओ ॥ १२९ ॥

પ્રાસા ( રાજમહેલ અથવા હવેલી ) મઠ ( આશ્રમ ) અને મ દિર એ સ્તમ્ભ વગરના ન કરવા જોઇયે । ખૂણાની વચમા જરૂર સ્તમ્ભ મૂકવો જોઇયે ॥ ૧૨૯ ॥
સ્તભનુ માન પરિમાણમજરીમા બતાવે છે કે—

" उच्छ्रये नवधा भक्ते कुम्भिकाभागतो भवेत् ।
स्तभ पड्भाग उच्छ्राये भागार्द्ध भरण स्मृतम् ॥
शार भागार्द्धत' प्रोक्त पट्टोचभागसम्मितम् ॥ "

ઘરના ઉદયના નવ ભાગ કરવા, તેમા એક ભાગની કુંભી, છ ભાગનો સ્તમ્ભ, અરધા ભાગનુ ભરણુ, અરધા ભાગનુ શરૂ અને એક ભાગ ઉદયમા પાટડો કરવો ।

कुभीसिरम्मि सिहर वट्टा अट्ठसभद्दगायारा ।
रूवगपल्लवसहिआ गेहे थभा न कायव्वा ॥ १३० ॥

કુંભીના માથા ઉપર શિખરવાળા, ગોળ, આઠ ખૂણાવાળા, ભદ્રના આકારવાળા ( ચઢતા ઉતરતા ખાચાવાળા ), રૂપકવાળા ( મૂર્તિઓવાળા ) અને પલ્લવ ( પાદડા ) વાળા, એવા સ્તભ સામાન્ય ઘરમા નહિ કરવા જોઇયે । પરન્તુ હવેલી રાજમહેલ કે દેવમદિરમા કરે તો દોષ નથી ॥૧૩૦॥

खणमज्झे न कायव्व कीलालयगओखमुक्खसममुह ।
अनरछत्तामच करिज्ज खण तह य पीढसम ॥ १३१ ॥

ખડના મધ્ય ભાગે ખીલી આલા અને ગવાક્ષ ન કરવા જોઇયે । પરતુ અતરવટી અને માચી કરવી । ખડમા પાટડાઓ સમ સખ્યામા રાખવા ॥ ૧૩૧ ॥

गिहमज्झि अगणे वा तिकोणय पचकोणय जत्थ ।
तत्थ वसतस्स पुणो न हवइ सुहरिद्धि कईयावि ॥ १३२ ॥

જે ઘરની મધ્યમા અથવા આગણામા ત્રિકોણ કે પચકોણ ભૂમિ હોય તો તે ઘરમા રહેવા વાળાને કયારે પણ સુખ સમૃદ્ધિની પ્રાપ્તિ ન થાય ॥ ૧૩૨ ॥

* 'गढ' पाठा तरे ।

मूलगिहे पच्छिममुहि जो बारड दुन्निवारा ओवरए ।
सो न गिह न भुजइ अह भुजइ दुक्खिओ हवइ ॥ १३३ ॥

પશ્ચિમ દિશાના દ્વારવાળા મુખ્ય ઘરમા બે દ્વાર અને એક ઓરડો હોય, તેના ઘરમા વાસ કરવો નહિ, કદાચ રહે તો તે દુખી થાય ॥ ૧૩૩ ॥

कमलेगि ज दुवारो अहवा कमलेहि वज्जिओ हवइ ।
हिट्ठाउ उवरि पिहुलो न ठाइ थिरु लच्छि तम्मि गिहे ॥१३४॥

જે ઘરના દ્વાર એક કમળવાળા હોય, અથવા બીલકુલ કમળથી રહિત હોય, તથા નીચેની અપેક્ષા ઉપર પહોળા હોય, એવા દ્વારવાળા ઘરમા લક્ષ્મી નિવાસ કરે નહિ ॥ ૧૩૪ ॥

वलयाकार कूणेहि सकुल अहव एग दु ति कूण ।
दाहिण वामइ दीह न वासियव्वरिस गेह ॥ १३५ ॥

ગોળ ખૂણાવાળા, અથવા એક બે કે ત્રણ ખૂણાવાળા, તથા જમણી અને ડાબી તરફ લાંબા એવા ઘરમા ક્યારે પણ રહેવુ નહિ ॥ ૧૩૫ ॥

सयमेव जे किवाडा पिहियंति य उग्घडंति ते असुहा ।
चित्तकलसाइसोहा सविसेसा मूलदारि सुहा ॥ १३६ ॥

જે ઘરના દ્વાર પોતાની મેળે બંધ થઈ જાય અથવા ઉઘડી જાય તે અશુભ જાણવા । ઘરના મુખ્ય દ્વાર કળશ આદિના ચિન્હવાળા હોય તો બહુ શુભદાયક છે ॥ ૧૩૬ ॥

छत्तिंतरि भित्तिंतरि मग्गंतरि दोस जे न ते दोसा ।
साल ओवरयकुक्खी पिट्ठि दुवारेहि बहु दोसा ॥ १३७ ॥

ઉપર જે વેધ આદિ દોષ બતાવ્યા છે, તેમાં છાતનુ ભિંતનુ કે રસ્તાનુ અંતર હોય તો તે દોષ નથી। શાળા અને ઓરડાની કુક્ષી અને પૃષ્ઠભાગ દ્વાર ભાગમાં હોય તો બહુ દોષકારક છે ॥૧૩૭॥

घरमा चित्रनो विचार—

जोइणिनट्टारंभ भारहरामायण च निवजुद्ध ।
रिसिचरिअ देवचरिअ इअ चित्त गेहि नहु जुत्त ॥ १३८ ॥

યોગિનિઓના નાચ, મહાભારત, રામાયણ અને રાજાઓનુ યુદ્ધ, ઋષિઓના ચરિત્ર અને દેવોના ચરિત્ર ઈત્યાદિક વિષયના ચિત્ર ઘરમા નહિ ચિતરવા જોઈયે ॥ ૧૩૮ ॥

फलियतरु कुसुमवल्ली सरस्सई नवनिहाणजुअलच्छी ।
कलस वद्धावणय सुमिणावलियाइ सुहचित्त ॥ १३९ ॥

ફલવાળા વૃક્ષ, પુષ્પોની લતાઓ, સરસ્વતી દેવી, નવનિધાનયુક્ત લક્ષ્મીદેવી, કલશ, વર્દ્ધાપનાદિ મગલિક ચિહ્ન અને સુન્દર સ્વપ્નાની માળા એના ચિત્ર ઘરમા ચિતરવા તે શુભ છે ॥૧૩૯॥

पुरिसुव्व गिहस्सग हीण अहिय न पावए सोह ।
तम्हा सुद्ध कीरइ जेण गिह हवइ रिद्धिकर ॥ १४० ॥

પુરુષના અગની માફક ઘરનુ કોઈ અગ હીન અથવા અધિક હોય તો શોભા પામતુ નથી, તેથી શીલ્પશાસ્ત્રમા કહ્યા પ્રમાણે શુદ્ધ ઘર કરવુ, જેથી તે ઘર ઋદ્ધિકારક થાય ॥ ૧૪૦ ॥

घरना द्वारनी सामे देवोना निवास सबधि शुभाशुभ फल—

वज्जिज्जइ जिणपिट्ठी रविईसरदिट्ठि विण्हुवामो अ ।
सव्वत्थ असुह चडी बभाण चउदिसि चयह ॥ १४१ ॥

ઘરની સામે જિનેશ્વરની પીઠ હોય, સૂર્ય અથવા મહાદેવની દૃષ્ટિ હોય અને વિષ્ણુની ડાબી ભુજા હોય તો અશુભ છે। ચડી દેવી સર્વ જગ્યાએ અશુભ છે। અને બ્રહ્માની ચારે દિશા અશુભ છે। તે માટે એના સ્થાને ઘર બનાવવુ નહિ ॥ ૧૪૧ ॥

अरिहतदिट्ठि दाहिण हरपुट्ठी वामएसु कल्लाण ।
विवरीए बहुदुक्ख पर न मग्गतरे दोसो ॥१४२॥

ઘરની સામે જિનેશ્વરની દૃષ્ટિ અથવા જમણી ભુજા હોય, તથા મહાદેવની પીઠ અથવા ડાબી ભુજા હોય તો કલ્યાણદાયક છે। પરતુ આથી ઉલટુ હોય તો મહુદુ ખદાયક છે, પરતુ વચમા રસ્તાનુ અતર હોય તો દોષ નથી ॥ ૧૪૨ ॥

*मदिरनी ध्वजछाया आदिनु फल—*

पढमत-जाम वज्जिय धयाइ दु ति पहरसभवा छाया ।
दुहहेऊ नायव्वा तओ पयत्तेण वज्जिज्जा ॥ १४३ ॥

પહેલા અને ચોથા પ્રહરને છોડી દઈને બીજા અને ત્રીજા પ્રહરમા મદિરની ધ્વજા આદિની

છાયા ઘરની ઉપર પડતી હોય તો દુઃખકારક છે, તે માટે આ છાયાને છોડી બીજે ઘર બનાવવુ જોઇયે। અર્થાત્ બીજા અને ત્રીજા પ્રહરમા મંદિરની ધ્વજા આદિની છાયા પડતી હોય તે ઠેકાણે ઘર કરવુ ન જોઇયે ॥ ૧૪૩ ॥

समकट्ठा विसमखणा सव्वपयारेसु इगविही कुज्जा ।
पुव्वुत्तरेण पल्लव जमावरा मूलकायव्वा ॥ १४४ ॥

ઘરમા સમાનમાપ અને વિષમ ખંડ એ એક વિધિથી કરવા, પૂર્વોત્તરદિશામા ( ઈશાન કોણમા ) પલ્લવ અને દક્ષિણ પશ્ચિમમા ( નૈઋત્ય કોણમા ) મૂળ કરવા ॥ ૧૪૪ ॥

सव्वेवि भारवट्टा मूलगिहे एग सुत्ति कीरंति ।
पीढ पुण एगसुत्ते उवरय गुजारि अलिंदेसु ॥ १४५ ॥

મુખ્ય ઘરમા બધા ભારવટા બરાબર સમસૂત્રમા નાખવા તથા ઓરડા ગુજારી અને અલિંદમા પીઢીઓ પણ સમસૂત્રમા રાખવા ॥ ૧૪૫ ॥

घरमा कैवा प्रकारना लाकडा न वापरवा ते बतावे छे—

हलघाणय सगडमई अरहट्टजंताणि कटई तह य ।
पंचुंबरि खीरतरू एयाण य कट्ठ वज्जिज्जा ॥ १४६ ॥

હળ, ઘાણી, ગાડી, રેંટ, કાંટાવાળા વૃક્ષ, પાંચ પ્રકારના ઉંદુમ્બર ( ઊમરો, વડ, પીપળ, પલાશ અને કઠુંબર ) અને જે વૃક્ષ કાપવાથી દૂધ નિકળે, ઈત્યાદિના લાકડાઓ ઘર કાર્યમા લાવવા નહિ ॥ ૧૪૬ ॥

बिज्जउरि केलि दाडिम जंभीरी दोहलिद्द अंबलिया ।
बब्बूल बोरमाई कणयमया तह वि नो कुज्जा ॥ १४७ ॥

બીજોરું, કેળ, દાડિમ, લીંબુ, આકડા, આમલી, બાવળ, બોરડી અને પીળા ફૂલવાળા વૃક્ષ ઈત્યાદિ વૃક્ષોના લાકડા ઘરમાંમા નહિ લાવવા, તેમજ તે વૃક્ષો ઘરના આંગણામા વાવવા પણ નહિ ॥૧૪૭॥

एयाण जइ वि जडा पाडिवसाओ पविस्सइ अहवा ।
छाया वा जम्मि गिहे कुलनासो हवइ तत्थेव ॥ १४८ ॥

ઉપર કહેલ વૃક્ષોના મૂળ ઘરની સમીપમા હોય અથવા ઘરમા પ્રવેશ કરતા હોય, તથા જે ઘરની ઉપર તે વૃક્ષોની છાયા પડતી હોય તો કુળનો નાશ થાય ॥ ૧૪૮ ॥

सुसुक्कभग्गदड्ढा मसाण खगनीलय खीर चिरदीहा ।
निंव बहेडयरुक्खा नहु कट्टिज्जति गिहहेऊ ॥ १४९ ॥

જે વૃક્ષ પોતાની મેળે સૂકાયેલુ ભાગી ગયેલુ કે બળી ગયેલુ હોય, શમસાન નજદીક્નુ, પક્ષિઓના માળાવાળુ, દૂધવાળુ, ઘણુ લાબુ (ખજુરી તાડ વિગેરે), લીમડા અને બેહડા ઇત્યાદિ વૃક્ષોના લાકડા ઘર બનાવવા માટે કાપવા નહિ ॥ १४९ ॥

વારાહી સહિતામા કહ્યુ છે કે—

" आसन्ना कण्टकिनो रिपुभयदा क्षीरिणोऽर्थनाशाय ।
फलिन प्रजाक्षयकरा दारूण्यपि वर्जयेदेषाम् ॥
छिन्द्याद् यदि न तरूस्तान् तदन्तरे पूजितान् वपेदन्यान् ।
पुन्नागाशोकारिष्टबकुलपनसान् शमीशालौ ॥ "

ઘરની સમીપમા જો કાટાવાળા વૃક્ષ હોય તો શત્રુનો ભય થાય । દૂધવાળા વૃક્ષ હોય તો લક્ષ્મીનો નાશ થાય । અને ફલવાળા વૃક્ષ હોય તો સતાનનો નાશ થાય । તે માટે તે વૃક્ષોના લાકડા પણ ઘર કાર્યમા વાપરવા નહિ । તે વૃક્ષ ઘરમા અથવા ઘરની સમીપમા હોય તો કાપી નાખવા જોઈયે । જો તે વૃક્ષોને ન કાપવા હોય તો તેની પાસે પુન્નાગ (નાગકેસર), અશોક, અરીઠા, કેસર, ફનસ, શમી અને શાલ મલી ઈત્યાદિ સુગધિત પૂજ્ય વૃક્ષોને વાવવા તો ઉક્ત દોષવાળા વૃક્ષોનો દોષ રહેતો નથી ।

" याम्यादिष्वशुभफला जातास्तरव प्रदक्षिणेनैते ।
उदगादिषु प्रशस्ता प्लक्षवटोदुम्बराश्वत्था ॥ "

પીપર, વડ, ઉંબરો અને પીપળો એ વૃક્ષો અનુક્રમે ઘરની દક્ષિણાદિ દિશામા હોય તો અશુભ છે અને ઉત્તરાદિ દિશામા હોય તો શુભ છે । અર્થાત્ દક્ષિણમા પીપર, પશ્ચિમમા વડ, ઉત્તરમા ઉબરો અને પૂર્વમા પીપળો હોય તો અશુભ જાણવો । તથા ઉત્તરમા પીપર, પૂર્વમા વડ, દક્ષિણમા ઉંબરો અને પશ્ચિમમા પીપળો હોય તો શુભ જાણવો ।

पाहाणमय थभ पीढ पट्ट च बारउत्ताण ।
एए गेहि विरुद्धा सुहावहा धम्मठाणेसु ॥ १५० ॥

પત્થરના સ્તભ ભારવટ પાટિયા અને બારશાખ એ સાધારણ ઘરમા હોય તો અશુભ છે । પરતુ ધર્મસ્થાન દેવમદિર આદિ ઠેકાણે હોય તો શુભ છે ॥ १५० ॥

पाहाणमये कट्ठ कट्ठमए पाहणस्स थभाई ।
पासाए य गिहे वा वज्जेयव्वा पयत्तेण ॥ १५१ ॥

જે પ્રાસા અથના ઘર પત્થરના હોય ત્યા લાકડાના અને લાકડાના હોય ત્યા પત્થરના સ્તભ ભારવટ આદિ કરના નહિ । અર્થાત્ ઘર આદિ પત્થરના હોય તો સ્તભ વિગેરે પણ પત્થરના કરના અને લાકડાના હોય તો સ્તભ વિગેરે લાકડાના કરના ॥ ૧૫૧ ॥

બીજા વાસ્તુ ( મકાન ) ના લાકડા વગેરે ચીજ નહિ લેવી તે બતાવે છે—

पासाय कूव वावी मसाण मठ रायमदिराण च ।
पाहाण इट्ट कट्ठा सरिसवमत्ता वि वज्जिज्जा ॥ १५२ ॥

દેવમદિર કુવા વાવડી શ્મશાન મઠ અને રાજમહેલ ઇત્યાદિના પત્થર ઇટ અથવા લાકડા સરસવ એક સરસવ માત્ર પણ પોતાના ઘરના કામમા વાપરવા નહિ ॥ ૧૫૨ ॥

સમરાગણસૂત્રધારમા પણ કહ્યુ છે કે—

" अन्यवास्तुच्युत द्रव्य-मन्यवास्तौ न योजयेत् ।
प्रासादे न भवेत् पूजा गृह च न वसेद् गृही ॥ "

બીજાના વાસ્તુ ( મકાન ) ના પડીગયેલ લાકડા પત્થર આદિ દ્રવ્ય (વસ્તુ) તે બીજા વાસ્તુના કામમા લાવવા નહિ । જો બીજાના વાસ્તુની વસ્તુ મદિરમા લગાવે તો પૂજા પ્રતિષ્ઠા ન થાય અને ઘરમા લગાવે તો તે ઘરમા સ્વામીનો વાસ થાય નહિ ।

सुगिहजालो उवग्गिमओ खिविज्ज नियमज्झि नन्नगेहस्स ।
पच्छा कहवि न खिप्पइ जह भणिय पुव्वसत्थम्मि ॥ १५३ ॥

પોતાના મકાનમા ઉપરના માળમા સુદર જાળિયા મૂકવા તે ઠીક છે, પરતુ બીજાના મકાનના જે જાળિયા હોય તેના નીચેના ભાગમા આવે તે પ્રમાણે ન મૂકવા । તેમજ ઘરના નીચેના માળની પાછળની ભીંતમા ક્યાંયે પણ જાળિયા વિગેરે ન મૂકવા એમ પ્રાચીન શાસ્ત્રોમા કહ્યુ છે ॥ ૧૫૩ ॥

શિલ્પદીપકમા પણ કહ્યુ છે કે—

" सूचीमुख भवेच्छीद्र पृष्ठे यदा करोति च ।
प्रासादे न भवन् पूजा गृह क्रीडन्ति राक्षसा ॥ "

ઘરની પાછળની ભીંતમા સોયના મુખ જેટલુ પણ જો છીદ્ર હોય તો મદિરમા તો દેવની પૂજા

ન થાય અને ઘરમા રાક્ષસો ક્રીડા કરે। અર્થાત્ મંદિર અથવા ઘરની પાછલી ભીતમા નીચેના ભાળમા પ્રકાશને માટે જાળિયા વિગેરે હોય તો સારા નહિ।

ईसाणाई कोणे नयरे गामे न कीरए गेह।
सतलोआणमसुह अतिमजाईण विद्धिकर॥ १५४॥

નગર અથવા ગામના ઇશાનખૂણામા ઘર કરવુ નહિ, તે ઉત્તમ મનુષ્યોને માટે અશુભ છે, પણ અત્યજ જાતિના મનુષ્યોને વૃદ્ધિકારક છે ॥૧૫૪॥

शयन केवी रीते करवु ते बतावे छे—

देव गुरु वण्हि गोधण–समुह चरणे न कीरए सयण।
उत्तरसिर न कुज्जा न नग्गदेहा न अल्लपया॥ १५५॥

દેવ ગુરૂ અગ્નિ ગાય અને ધન તેની સામે પગ રાખીને, ઉત્તરમા માથુ રાખીને, નગ્ન થઈને અને ભીના પગે કયારે પણ શયન ન કરવુ ॥૧૫૫॥

धुत्तामच्चासन्ने परवत्थुदले चउप्पहे न गिह।
गिहदेवलपुव्विल्ल मूलदुवार न चालिज्जा॥ १५६॥

ધતારા અને મંત્રીની નજદીકમા, બીજાની વાસ્તુ કરેલ ભૂમિમા, અને ચોકમા ઘર કરવુ નહિ।

ઘર અથવા દેવમંદિરનો જીર્ણોદ્ધાર કરવો હોય તો તેનુ મુખ્ય દ્વાર ચલાયમાન ન કરવુ। અર્થાત્ પહેલા જે દ્વાર જે દિશામા જે માનનુ જે સ્થાનપર હોય, તે દિશામા તે માનનુ તે સ્થાન પરજ રાખવુ ॥૧૫૬॥

વિવેક વિલાસમા કહ્યુ છે કે—

" दु ख देवकुलासन्ने गृह हानिश्चतुष्पथे।
धूर्त्तामात्यगृहाभ्याशे स्याता सुतधनक्षयौ॥ "

અર્થાત્ જે ઘર દેવમંદિરની પાસે હોય તો દુ ખ, ચોકમા હોય તો હાનિ, ધૂતારા અને મંત્રીના ઘર પાસે હોય તો પુત્ર અને ધનનો ક્ષય થાય।

ગાય બેલ અને ઘોડાને બાંધવાનું સ્થાન—

गो वसह सगडठाणं दाहिणए वामए तुरगाणं ।
गिह बाहिर भूमीए सलग्गा सालए ठाणं ॥ १५७ ॥

ગાય બેલ અને ગાડી એને રાખવાનું સ્થાન ઘરની જમણી બાજુ અને ઘોડાનું સ્થાન ડાબી તરફ ઘરની બહાર ભૂમિમાં બનાવેલી શાળામાં રાખવું ॥ ૧૫૭ ॥

गेहाउ वामदाहिण अग्गिम भूमी गहिज्ज जइ कज्जं ।
पच्छा कहवि न लिज्जइ इअ भणिय पुव्वनाणीहिं ॥ १५८ ॥

इति श्रीपरमजैनचन्द्राङ्गज ठक्कुर 'फेरु' विरचिते गृहवास्तुसारे
गृहलक्षणनाम प्रथमप्रकरणम् ।

કોઈ કારણને લીધે ઘર માટે અધિક ભૂમિ લેવી પડે તો ઘરની ડાબી જમણી અને આગળની બાજુમાં લેવી જોઈએ, પરન્તુ ઘરની પાછળની ભૂમિ ક્યારે પણ લેવી નહિ, એવો પૂર્વના જ્ઞાની પ્રાચીન આચાર્યોનો મત છે ।

# बिम्बपरिक्षाप्रकरणं द्वितीयम् ।

द्वारगाथा—

इअ गिहलक्खणभावं भणियं भणामित्थ बिंबपरिमाणं ।
गुणदोसलक्खणाइं सुहासुह जेण * जाणिज्जा ॥ १ ॥

પ્રથમ ઘરના લક્ષણ સંબંધી પ્રકરણ કહ્યું । હવે બિમ્બ ( મૂર્તિ ) ના માપ અને તેના ગુણ દોષ આદિ લક્ષણોનો હું ( ફેરૂ ) કહું છું, જેથી શુભાશુભ જાણી શકાય ॥ ૧ ॥

* णज्जेइ इति पाठान्तरं ।

मूर्त्तिना स्वरूपमा वस्तुस्थिति—

छत्तत्तयउत्तार भालकवोलाओ सवणनासाओ ।
सुहय जिणचरणग्गे नवग्गहा जक्खजक्खिणिया ॥ २ ॥

જિનમૂર્તિના મસ્તક, કપાળ, કાન અને નાકની ઉપર બહાર નીકળતો ત્રણ છત્રનો વિસ્તાર હોય છે। તથા ચરણની આગળ નવગ્રહ અને તેના યક્ષ યક્ષિણી હોય તો સુખ દાયક છે ॥ ૨ ॥

मूर्त्तिना पत्थरमा दाग तथा ऊचाईना गुण--

बिंबपरिवारमज्झे सेलस्स य वण्णसंकर न सुह ।
समअंगुलप्पमाण न सुंदर हवइ कइयावि ॥ ३ ॥

મૂર્તિમાં અથવા તેના પરિકરમાં પાષાણ વર્ણસંકર ( દાઘવાળો ) હોય તો સારો નહિ, માટે પાષાણની પરીક્ષા કરીને દાઘરહિતનો પત્થર મૂર્તિ બનાવવાને માટે લાવવો જોઈયે।

મૂર્તિ સમ આંગળની એટલે બે ચાર છ આઠ દશ બાર ઇત્યાદિ બેકી આગળવાળી ઊંચાઈની બનાવે તો તે ક્યારે પણ સુંદર લાભદાયક થતી નથી, માટે વિસમ આગળની એટલે એક ત્રણ પાંચ સાત નવ અગ્યાર ઇત્યાદિ એકી આગળવાળી ઊંચાઈની બનાવવી જોઇયે ॥ ૩ ॥

પાષાણ અને કાષ્ઠની પરીક્ષા વિવેકવિલાસમાં આ પ્રમાણે બતાવે છે—

" निर्मलेनारनालेन पिष्टया श्रीफलत्वचा ।
विलिप्तेऽश्मनि काष्ठे वा प्रकटं मण्डलं भवेत् ॥"

નિર્મળ કાંજીની સાથે બીલીપત્રવૃક્ષના ફળની છાલ વાટી પત્થર અથવા લાકડા ઉપર લેપ કરવાથી તેમાં મંડલ ( દાઘ ) સ્પષ્ટ દેખાય છે।

" मधुभस्मगुडव्योम -कपोतसदृशप्रभैः ।
माञ्जिष्ठैररुणैः पीतैः कपिलैः श्यामलैरपि ।
चित्रैश्च मण्डलैरेभि-रन्तर्ज्ञेया यथाक्रमम् ।
खद्योतो वालुका रक्त-मेकोऽम्बुगृहगोधिका ॥
दर्दुरः कृकलासश्च गोधाखुसर्पवृश्चिकाः ।
सन्तानविभवप्राण-राज्योच्छेदश्च तत्फलम् ॥"

- જે પત્થર અથવા જે લાકડાની પ્રતિમા કરવી હોય તે પત્થર અથવા લાકડાની ઉપર, ઉપર પ્રમાણે લેપ કરવાથી અથવા સ્વભાવિક રીતે જો મધના રંગ જેવું મંડલ હોય તો અંદર આગીયા જન્તુનું શલ્ય જાણવું। ભસ્મ (રાખ) ના જેવું મંડલ દેખાય તો રેતીનું, ગોળના જેવું મંડલ દેખાય તો લાલ દેડકાનું, આકાશના રંગ જેવું મંડલ દેખાય તો પાણીનું, કબૂતરના વર્ણનું મંડલ દેખાય તો ગરોલીનું, મજીઠના રંગ જેવું હોય તો દેડકાનું, લાલ વર્ણનું હોય તો કાકેડાનું, પીલારંગનું હોય તો ગોહનું, કપિલ વર્ણનું મંડલ હોય તો ઉંદરનું, કાળા રંગનું હોય તો સર્પનું અને ચિત્રવર્ણનું મંડલ હોય તો વીંછીનું શલ્ય છે એમ સમજવું। આવા પ્રકારના દાઘવાળો પત્થર યા કાષ્ઠ હોય તો સંતાન, લક્ષ્મી, પ્રાણ અને રાજ્યનો વિનાશ કરનાર થાય છે।

" कीलिकाछिद्रसुषिर- त्रसजालकसन्धय ।
मण्डलानि च गारश्च महादूषणहतवे ॥"

પાષાણ અથવા કાષ્ઠમાં ખીલો, છિદ્ર, પોલાણ, જીવોનાં જાળાં, સાંધ, મંડલાકાર રેખા અથવા દાગ હોય તો મોટા દોષ જાણવો।

" प्रतिमाया दवरका भवेयुश्च कथञ्चन ।
सदृग्वर्णा न दुष्यन्ति वर्णान्यत्वेऽतिदूषिता ॥"

પ્રતિમાના કાષ્ઠમાં અથવા પાષાણમાં કોઈપણ પ્રકારની રેખા (લવ) જોવામાં આવે, તે જો પોતાના મૂલ વસ્તુના રંગ જેવી હોય તો દોષ નથી, પરન્તુ મૂલવસ્તુના રંગથી અન્ય વર્ણની હોય તો બહુ દોષવાળી જાણવી।

કુમારમુનિકૃત શિલ્પરત્નમાં નીચે જણાવેલ રેખાઓ શુભ માની છે—

" नन्द्यावर्त्तवसुन्धराधरहय-श्रीवत्सकूर्मोपमा ,
शङ्खस्वस्तिकहस्तिगोवृषनिभा शक्रेन्दुसूर्योपमा ।
छत्रस्रग्ध्वजलिङ्गतोरणमृग-प्रासादपद्मोपमा,
वज्राभा गरुडोपमाश्च शुभदा रेखा कपर्दोपमा ॥"

પત્થર અથવા લાકડામાં નવાવર્ત્ત, શેષનાગ, ઘોડો, શ્રીવત્સ, કાચબો, શંખ, સ્વસ્તિક, હાથી, ગાય, બળદ, ઇન્દ્ર, ચન્દ્ર, સૂર્ય, છત્ર, માળા, ધ્વજા, શિવલિંગ, તોરણ, હરિણ, મંદિર, કમલ, વજ્ર, ગરુડ અને મહાદેવની જટા ત્યાદિ આકારવાળી રેખા હોય તો શુભ દાયક જાણવી,

રેખા પ્રતિમાના કયા કયા સ્થાન ઉપર ।હોની જોઇયે, તે વસુનંદિ પ્રતિષ્ઠાસારમા બતાવે છે કે—

" हृदये मस्तके भाले अंशयो कर्णयोर्मुखे ।
उदरे पृष्ठसलग्ने हस्तयो पादयोरपि ॥
एतेष्वङ्गेषु सत्रपु रेखा लाञ्छननीलिका ।
विम्वाना यत्र दृश्यन्ते त्यजेत्तानि विचक्षण ॥
अन्यस्थानेषु मध्यस्था त्रासफाटविवर्जिता ।
निर्मलस्निग्धशान्ता च वर्णसारूप्यशालिनी ॥"

હૃદય, મસ્તક, કપાળ, બન્ને ખભા, બન્ને કાન, મુખ, પેટ, પૃષ્ઠભાગ, બન્ને હાથ અને બન્ને પગ ઇત્યાદિક પ્રતિમાના અવયવોમા શ્યામ આદિ રંગની રેખા હોય તો તે પ્રતિમાનો પરિત્યાગ અવશ્ય ત્યાગ કરે। પરન્તુ ઉપરોક્ત અવયવોની સિવાય બીજા અવયવો ઉપર હોય તો મધ્યમ જાણવી। તથા ખરાબ ચીર ફાડ આદિ દુષણોથી રહિત, સ્વચ્છ, ચિકણી અને ઠંડી એવી પોતાના વર્ણવાળી રેખા હોય તો દોષવાળી નથી।

ધાતુ રત્ન અને કાષ્ઠ આદિની પ્રતિમા બાબત આચારદિનકરમા કહ્યુ છે કે—

" बिम्ब मणिमय चन्द्र-सूर्यकान्तमणीमयम् ।
सर्वं समगुण ज्ञेय सत्रामी रत्नजातिभि ॥"

ચંદ્રકાંત અને સૂર્યકાંત આદિ દરેક રત્ન જાતિની પ્રતિમા સર્વ શુભ ગુણવાળી જાણવી।

" स्वर्णरूप्यताम्रमय वाच्य धातुमय परम् ।
कास्यसीसबङ्गमय कदाचिन्नैव कारयेत् ॥
तत्र धातुमये रीति-मयमाद्रियते कचित् ।
निषिद्धो मिश्रधातु स्याद् रीति कैश्चिच्च गृह्यते ॥"

સુવર્ણ, ચાંદી અને તાંબુ એ ધાતુઓની પ્રતિમા શ્રેષ્ઠ છે, પરન્તુ કાંસુ સીસુ અને કલાઇ એ ધાતુઓની પ્રતિમા કયારે પણ બનાવવી નહિ। ધાતુઓમા પીત્તલની પ્રતિમાઓ પણ કવચિત બનાવવાને કહે છે। પરન્તુ મિશ્રધાતુ ( કાંસુ આદિ ) ની બનાવવાનો નિષેધ છે, કેટલાક આચાર્યો પીત્તલની પ્રતિમા બનાવવાનુ કહે છે।

" कार्य दारुमय चैत्ये श्रीपर्ण्या चन्दनेन वा ।
विल्वेन वा कदम्बेन रक्तचन्दनदारुणा ॥

पियालोदुम्बराम्या वा क्वचिच्छिशिमयापि वा ।
अन्यदारूणि सर्वाणि बिम्बकार्ये विवर्जयेत् ॥
तन्मध्ये च शलाकाया बिम्बयोग्य च यद्भवेत् ।
तदेव दारु पूर्वोक्त निवेश्य पूतभूमिजम् ॥ "

ચૈત્યાલયમા કાઇની પ્રતિમા બનાવવી હોય તો શ્રીપર્ણી, ચન્દન, બેલવૃક્ષ, કદંબ, લાલચન્દન, પિયાલ, ઉંબરો અને ક્વચિત્ શિશમ એ વૃક્ષોના કાષ્ઠ પ્રતિમા બનાવવા માટે ઉત્તમ છે । અને બાકી બીજા વૃક્ષોના કાષ્ઠ વર્જનીય છે । ઉપર જણાવેલ વૃક્ષોમા જે પ્રતિમા બનાવવાને લાયક શાખા હોય, તે દોષોથી રહિત હોય અને ઉત્તમ ભૂમિમા થયેલ હોય તો લેવી ।

" अशुभस्थाननिष्पन्न सत्रास मशकान्वितम् ।
सशिर चैव पाषाण बिम्बार्थं न समानयेत् ॥
नीरोग सुदृढ शुभ्र हारिद्र रक्तमेव वा ।
कृष्ण हरि च पाषाण बिम्बकार्ये नियोजयेत् ॥ "

અપવિત્ર સ્થાનમા ઉત્પન્ન થયેલ, ચીરા, મસા અને નસ આદિ ડાઘવાળા પત્થર અથવા કાષ્ઠ પ્રતિમા બનાવવાના કામમા લાવવા નહિ । પરંતુ ડાઘ રહિત મજબૂત સફેદ, પીળો, લાલ કાળો અને લીલા વર્ણનો પત્થર પ્રતિમા માટે લાવવો ।

समचतुरस्र पद्मासन बेठेली प्रतिमानु स्वरूप—

अन्नुन्न जाणुकंधे तिरिए केसंत अंचलंते य ।
सुत्तेग चउरस पज्जकासणसुह बिंब ॥ ४ ॥

જમણા ઢીંચણથી ડાબા ખભા સુધી એક, ડાબા ઢીંચણથી જમણા ખભા સુધી બીજુ, એક ઢીંચણથી બીજા ઢીંચણ સુધી ત્રીજુ નીચે વસ્ત્રની પાટલીથી ઉપર કપાલ સુધી ચોથુ એ પ્રમાણે ચારે સૂત્રનુ માપ બરાબર હોય તો તે પ્રતિમા સમચોરસ સંસ્થાનવાળી કહેવાય । એવી પદ્માસનવાળી પ્રતિમા શુભકારક છે ॥ ૪ ।

પદ્માસનનુ સ્વરૂપ વિવેકવિલાસમા બતાવે છે કે—

" वामो दक्षिणजङ्घोर्वो रुपर्यङ्घ्रिकरोऽपि च ।
दक्षिणो वामजङ्घोर्वो स्तत्पर्यङ्कासन मतम् ॥ "

બેઠેલી પ્રતિમાની જમણી જંઘા અને પીંડીની ઉપર ડાબો પગ અને ડાબો હાથ રાખવો, તથા ડાબી જંઘા અને પીંડીની ઉપર જમણો પગ અને જમણો હાથ રાખવો, આ પ્રમાણે આસન હોય તે પદ્માસન કહેવાય ।

प्रतिमानु मान—

नवताल हवइ रूव रूवस्स य बारसगुलो तालो ।
अगुल अट्ठहियसय ऊड्ढ बासीण छप्पन्न ॥ ५ ॥

પ્રતિમાની ઉંચાઈ નવ તાલની છે। પ્રતિમાના બાર આગળને એક તાલ કહે છે। પ્રતિમાના આગળના હિસાબે કાયોત્સર્ગ ધ્યાનમા ઊભી મૂર્તિ નવ તાલની અર્થાત્ એક સો આઠ આગળની અને પદ્માસને બેઠેલી મૂર્તિ છપ્પન આગળની જાણવી ॥ ૫ ॥

ऊभी प्रतिमाना अग विभाग—

भाल नासा वयण गीव हियय नाहि गुज्झ जघाइ ।
जाणु अ पिंडि अ चरणा इक्कारस ठाण नायव्वा ॥ ६ ॥ +

કપાળ, નાસિકા, મુખ, ગળુ, હૃદય, નાભિ, ગુહ્ય, જંઘા, ઢીંચણ, પિંડી અને ચરણ, એ અગ્યાર સ્થાન અગ વિભાગના જાણવા ॥ ૬ ॥

अगविभागनु प्रमाण—

चउ पच वेय रामा रवि दिणयर सूर तह य जिण वेया ।
जिण वेय *भायसखा कमेण इअ उड्ढरूवेण ॥ ७ ॥

કપાળ આદિ અગ્યાર અગના વિભાગ જે ઉપર કહ્યા, તેનુ પ્રમાણ અનુક્રમે ચાર, પાંચ, ચાર, ત્રણ, બાર, બાર, બાર, ચોવીસ, ચાર, ચોવીસ અને ચાર આગળનુ જાણવુ। અર્થાત્ કપાળ ચાર આગળ, નાસિકા પાંચ આગળ, મુખ ચાર આગળ, ગળુ ત્રણ આગળ, ગળાથી

---

\+ 'भाल नासा वयण थणसुत्त नाहि गुज्झ ऊरू अ ।
जाणु अ जघा चरणा इअ दह ठाणाणि जाणिज्जा ॥"

* "चउ पच वेअ तेरस चउद्दस दिणनाह तह य जिण वेया ।
जिण वेया भायसखा कमेणइअ उड्ढरूवेण ॥' इति पाठा तरे ।

હૃ ય સુધી બાર આગળ, હૃ યથી નાભિ સુધી બાર આગળ, નાભિથી ગુહ્ય ભાગ સુધી બાર આગળ, ગુહ્ય ભાગથી જાનુ સુધી ચોવીસ આગળ, ઢીચણ ચાર આગળ, પિણ્ડી ( ઢીચણથી ઘુટી સુધી ) ચોવીસ આગળ, ઘુટીથી પગના તળિયા સુધી ચાર આગળ, આ પ્રમાણે ઉભી પ્રતિમાના અગ વિભાગનુ પ્રમાણ છે ॥ ૭ ॥

બેઠી પ્રતિમાના અગવિભાગ અને તેનુ માન—

**भाल नासा वयण गीव हियय नाहि गुज्झ जाणू अ ।**
**आसीण बिंबमान पुव्वविही अकसखाई ॥ ८ ॥**

કપાળ, નાસિકા મુખ ગળુ, હૃદય ( છાતી ), નાભિ, ગુહ્ય અને જાનુ, એ આઠ અગ બેઠી પ્રતિમાના જાણવા । તેનુ પ્રમાણ ઉભી પ્રતિમાના અગ વિભા । પ્રમાણે જાણવુ । અર્થાત્ કપાળ ચાર આ ।ળ, નાસિકા પાચ આ ।ળ, મુખ ચાર આગળ, ગળુ ત્રણ આગળ, છાતી બાર આગળ, નાભિ બાર આગળ, નાભિથી ગુહ્ય ભાગ સુધી બાર આ ।ળ અને જાનુ ચાર આગળ, એ પ્રમાણે બેઠી પ્રતિમાના અગોનુ માન * જાણવુ ॥ ૮ ॥

દિ ।બરાચાર્ય શ્રીવસુનદિકૃત પ્રતિષ્ઠાસારમા દિ ।બર જિનમૂર્ત્તિનુ સ્વરૂપ આ પ્રમાણે બતાવે છે—

" तालमात्र मुख तत्र ग्रीवाधश्चतुरङ्गुलम् ।
कण्ठतो हृदय यावद् अन्तर द्वादशाङ्गुलम् ॥
तालमात्र ततो नाभि–र्नाभिमेढ्रान्तर मुखम् ।
मेढ्रजान्वन्तर तज्ज्ञै–र्हस्तमात्र प्रकीर्त्तितम् ॥
वेदाङ्गुल भवेजानु–र्जानुगुल्फान्तर कर ।
वेदाङ्गुल समाख्यात गुल्फपादतलान्तरम् ॥

મુખની ઉંચાઈ બાર આગળ, ગળાની ઉંચાઈ ચાર આગળ, ગળાથી હૃ ય સુધી અતર બાર આગળ, હૃ યથી નાભિ સુધી અતર બાર આગળ, નાભિથી લિગ સુધી અતર બાર આગળ, લિગથી જાનુ ( ગોઠણ ) સુધી અતર ચોવીસ આગળ, જાનુની ઉંચાઈ ચાર આગળ, જાનુથી પગની ગાઠ ( ઘુટી ) સુધી અતર ચોવીસ આગળ, ઘુટીથી એડી સુધી અતર ચાર આગળ, એ પ્રમાણે કાયોત્સર્ગ ઉભી મૂર્ત્તિની ઉંચાઈ કુલ એક સો આઠ આગળ છે ।

* મીસ્ત્રી જગન્નાથ અમ્બારામ સોમપુરાએ પોતાના અશુદ્ધ વૃહત્ શિલ્પશાસ્ત્ર ભાગ ૨ જમા જિનમૂર્ત્તિનુ સ્વરૂપ આપેલ છે તે બીલકુલ પ્રમાણિક નથી તેમજ અન્યદેવાની મૂર્ત્તિઓનુ સ્વરૂપ પણ અશુદ્ધ લખેલ છે ।



સમચતુરસ્ર સસ્થાનવાળી પદ્માસને બેઠેલી શ્વેતામ્બર જીન મુતિનુ માન—



સમચતુ સ્ર પદ્માસને બેઠલી િ જિનમર્તિનુ માન



કાયોત્સગસ્થ દિ૦જિન મતિનુ માન



કાયોત્સર્ગસ્થ શ્વે૦ જિનમુતિનુ માન

" द्वादशाङ्गुलविस्तीर्ण-मायत द्वादशाङ्गुलम् ।
मुख कुर्यात् स्वकेशान्त त्रिधा तच्च यथाक्रमम् ॥
चदाङ्गुलमायत कुर्याद् ललाट नासिका मुखम् । "

મુખ વિસ્તારમા બાર આગળ અને કેશાત ભાગ સુધી લબાઈમા પણ બાર આગળ છે, તેમા ચાર આગળ કપાળ, ચાર આગળ લાબી નાસિકા અને ચાર આગળ મુખ દાઢી સુધી કરવું ।

" केशस्थान जिनेन्द्रस्य प्रोक्त पञ्चाङ्गुलायतम् ।
उष्णीष च ततो ज्ञेय-मङ्गुलद्वयमुन्नतम् ॥ "

કપાળની ઉપર જિનેશ્વરનુ કેશસ્થાન ( માથુ ) પાચ આગળ લાબુ કરવુ, તેમા ઉષ્ણીષ ( શિખા ) બે આગળ ઊંચી કરવી અને ત્રણ આગળ કેશસ્થાન ઊંચુ કરવુ ।

જિનસહિતા, રૂપમ ન, રૂપાવતાર તથા માનસાર આદિ શિ પગ્રન્થોમા જિનમૂર્તિનુ માન ઉદયમા દશતાલના હિસાબે બનાવવાનુ જણાવે છે, તે નીચે પ્રમાણે—

| | | જિનસહિતામા પ્રતિમાનુ માન— | રાવનુ માન | શિલ્પરત્ન અને કાશ્યપ શિલ્પમા | માનસારમા |
|---|---|---|---|---|---|
| શિખા | આ૦ | ૧-૩ | ૧-૩ | ૧-૩ | |
| શિખાથી મસ્તક | ,, | ૩ | ૩ | ૩ | ૪ |
| મસ્તકથી કપાળ | ,, | ૩-૩ | ૪-૩ | ૪-૩ | |
| કપાળથી નાક | ,, | ૩-૩ | ૪-૩ | ૪-૩ | ૧૩ |
| નાકથી મુખ-દાઢી | ,, | ૩-૩ | ૪-૩ | ૪-૩ | |
| દાઢીથી ગળાની વૃદ્ધિ | ,, | ૪ | ૪ | ૪ | ૪ |
| ગળાથી ગળુ | ,, | ૪-૪ | ૩-૭ | ૩-૭ | ૪ |
| ગળાથી છાતી | ,, | ૧૩-૪ | ૧૩-૩ | ૧૩-૩ | ૧૩-૪ |
| છાતીથી નાભિ | ,, | ૧૩-૪ | ૧૩-૩ | ૧૩-૩ | ૧૩-૪ |
| નાભિથી લિગ | ,, | ૧૩-૪ | ૧૩-૩ | ૧૩-૩ | ૧૩-૪ |
| લિગથી સાથળ | ,, | ૨૭ | ૨૫ | ૨૭ | ૨૭ |
| જાનુ | ,, | ૪ | ૪ | ૪ | ૪ |
| જાનુથી જંઘા ( પિંડી ) | ,, | ૨૭ | ૨૫ | ૨૭ | ૨૭ |
| ઘૂંટીથી પગ | ,, | ૪ | ૪ | ૪ | ૪ |
| | | ૧૨૨ | ૧૨૦ | ૧૨૪ | ૧૨૪ |

પદ્માસનવાળીને બેઠેલી જિન જિનમૂર્તિનુ સ્વરૂપ—

" ऊर्ध्वस्थितस्य मानार्द्ध-मुत्सेध परिकल्पयेत् ।
पर्यङ्कमपि तावत्तु तिर्यगायामसस्थितम् ॥ "

કાયોત્સર્ગ ઊભી મૂર્તિનુ જે માન બતાવ્યુ છે, તેનાથી પદ્માસનવાળીને બેઠેલી મૂર્તિનુ માન અરધુ અર્થાત્ ચોપન આગળ જાણવુ। બેઠી મૂર્તિના બન્ને જાનુ ( ગોઠણ ) સુધી લબાઈનુ માન તથા જમણા ગોઠણથી ડાબા ખભા સુધી અને ડાબા ગોઠણથી જમણા ખભા સુધી અને ગાદીના ઉપરથી કેશાત ભાગ સુધી લબાઈનુ માન એ ચારે લબાઇનુ માન બરાબર કરવુ ।

हवे प्रतिमानां प्रत्येक अग विभागनु स्वरूप कहे छे—

मुहकमलु चउदसगुलु कन्नतरि वित्थरे दहग्गीवा ।
छत्तीस उरपएसो सोलह कडि सोल तणुपिंड ॥ ९ ॥

બન્ને કાનની વચમા મુખ કમળનો વિસ્તાર ચૌદ આગળ, ગળાનો વિસ્તાર દશ આગળ, છાતીનો વિસ્તાર છત્રીશ આગળ, કમરનો વિસ્તાર સોળ આગળ અને તનુપિંડ (શરીરની જાડાઈ) સોળ આગળ છે ॥ ૯ ॥

कन्नु दह तिन्नि वित्थरि अड्ढाई हिट्ठि इक्कु आधारे ।
केसंत वड्ढु समु सिरु सोय पुण नयणरेहसम ॥ १० ॥

કાનનો ઉદય દશ ભાગ, વિસ્તાર ત્રણ ભાગ, કાનની લોલક અઢી ભાગ અને કાનનો આધાર એક ભાગ છે। કેશાત ભાગ સુધી મસ્તક બરાબર નયનરેખાની સમાન ઊંચા કાન રાખવા ॥૧૦॥

नक्कसिहागब्भाओ एगतरि चक्खु चउर दीहत्ते ।
दिवड्ढुदइ इक्कु डोलइ दु भाइ भउ हद्दु छद्दीहे ॥ ११ ॥

નાકની શિખાના મધ્ય ભાગથી એક એક ભાગના આંતરે આંખ રાખવી। આંખ ચાર ભાગ લાંબી અને દોઢ ભાગ પહોળી કરવી। આંખની કીકી એક ભાગ, બે ભાગની ભ્રૂકુટી અને ઉપરના હોઠની છ આગળ લંબાઈ કરવી ॥ ૧૧ ॥

नक्कु ति वित्थरि दुदए पिंडे नासग्गि इक्कु अद्दु सिहा ।
पण भाय अहर दीहे वित्थरि एगंगुल जाण ॥ १२ ॥

નાસિકાનો વિસ્તાર નવ ભાગ, ઉદય બે ભાગ, નાસિકાનો અગ્રભાગ એક ભાગ જાડો અને શિખા અરધો ભાગ કરવી । નીચેના હોઠની લંબાઈ પાંચ ભાગ અને વિસ્તાર એક આગળ જાણવી ॥ १२ ॥

पण उदइ चउ वित्थरि सिरिवच्छ वभसुत्तमज्झम्मि ।
दिवड्ढगुलु थणवट्ट वित्थर उडत्ति नाहेग ॥ १३ ॥

બ્રહ્મસૂત્રની મધ્ય ભાગમાં પાંચ ભાગના ઉદયવાળો અને ચાર ભાગના વિસ્તારવાળો શ્રીવત્સ કરવો। દોઢ આગળના વિસ્તારવાળા ગોળ સ્તન કરવા અને એક ભાગ ઊંડી નાભિ કરવી ॥१३॥

सिरिवच्छसिहिणकक्खतरम्मि तह मुसल छ पण अट्ठ कमे ।
मुणि चउ रवि वसु वेया कुहिणी मणिबंधु जघ जाणु पय ॥१४॥

શ્રીવત્સ અને સ્તનનું અંતર છ આગળ, સ્તન અને ખભાનું અંતર પાંચ આગળ, સ્કંધ આઠ ભાગ, કોણી સાત આગળ, મણિબંધ ચાર આગળ, જંઘા બાર આગળ, જાનુ આઠ આગળ અને પગ ચાર આગળ, એ પ્રમાણે બધાનો વિસ્તાર જાણવો ॥ १४ ॥

थण-सुत्त-अहोभाए भुय वारस अस उवरि छहि कव ।
नाहीउ किरइ वट्ट कवाओ केसअताओ ॥ १५ ॥

સ્તનસૂત્રની નીચે ભુજાનું પ્રમાણ બાર ભાગ અને ઉપર સ્કંધ (ખભા) છ ભાગ જાણવું । નાભિ ખભા અને કેશાંત ભાગ ગોળ કરવા ॥ १५ ॥

कर उयर अतरेग चउ वित्थरि नददीहि उच्छग ।
॥ ९ जलवहु दुद्य ति वित्थरि कुहुणी कुच्छितर तिन्नि ॥ १६ ॥

હાથ અને ઉદરનું અંતર એક આગળ, ચાર આગળના વિસ્તારવાળો અને નવ આગળ લાંબો ખોળો કરવો। પબાસનમાંથી પખાળનું પાણી નિકળવાનો માર્ગ ઉદયમાં બે આગળ અને વિસ્તારમાં ત્રણ આગળ કરવો। કોણી અને કૂખનું અંતર ત્રણ આગળ રાખવું ॥ १६ ॥

वभसुत्ताउ पिडिअ छ गीव दह कन्नु दुसिहण दुभाल ।
दुचिवुक सत्त भुजोवरि भुयसधी अट्टपइसारा ॥ १७ ॥

હાથની મધ્યમા આગળી પાચ આગળ લાબી, તેની પડખેની તર્જની અને અનામિકા આ બન્ને આગળી ચાર ચાર આગળ લાબી, નાની આગળી ત્રણ આગળ લાબી અને અગુઠો ત્રણ આગળ લાબો હોય છે। આગળીઓના નખ એક એક આગળ કરવા જોઇયે ॥ २१ ॥

अगुट्ठसहियकरयलवट्ट सत्तगुलस्स वित्थारो ।
चरण सोलसदीहं तयद्धि वित्थिन्न चउरुदये ॥ २२ ॥

અગુઠાની સાથે કરતલપટ ( હથેલી ) નો વિસ્તાર સાત આગળ જાણવો। ચરણની લબાઈ સોળ આગળની અને પહોળાઈ આઠ આગળની જાણવી। પગની ઊંચાઈ પાનીની ગાઠ સુધી ચાર આગળ જાણવી ॥ २२ ॥

गीव तह कन्नअंतरि खणे य वित्थरि दिवड्ढ उदइ तिग ।
अचलिय अट्ठ वित्थरि गद्दियमुहजाव दीहेण ॥ २३ ॥

ગળુ અને કાનનુ અતર વિસ્તારમા દોઢ આગળ અને ઉદયમા ત્રણ આગળનુ કરવુ। અચલિકા ( લગોટ ) આઠ આગળ વિસ્તારમા અને લબાઈમા ગાદીના મુખ સુધી બનાવવો ॥ २३ ॥

केसतसिहा गद्दिय पच ट्ठ कमेण अगुल जाण ।
पउमुड्ढरेहचक्क करचरणविहूसिअ निच्च ॥ २४ ॥

કેશાત ભાગથી અર્થાત્ કપાળ ઉપરથી માથાની શિખાના ઉદય સુધી પાચ ભાગ અને ગાદીનો ઉદય આઠ ભાગ જાણવો। કમળ, ઉર્ધ્વ રેખા, અને ચક્ર આદિ શુભ ચિહ્નો વડે હાથ અને પગના તલીયા સુશોભિત કરવા ॥ २४ ॥

ब्रह्मसूत्र नु स्वरूप—

नक्क सिरिवच्छ नाही समगब्भे बभसुत्तु जाणेह ।
तत्तो य सयलमाण परिगरबिंबस्स नायव्व ॥ २५ ॥

જે સૂત્ર પ્રતિમાના નાક, શ્રીવત્સ અને નાભિના બરાબર મધ્યભાગમા રાખવામા આવે તે બ્રહ્મસૂત્ર કહેવાય છે। હવે પછી પરિકરવાળા બિંબનુ સમસ્ત પ્રમાણ જાણવા માટે કહે છે।

परिकरनु स्वरूप—

सिहासणु बिंबाओ दिवड्ढओ दीहि वित्थरे अद्धो ।
पिंडण पाउ घडिओ रूवग नव अहव सत्त जुओ ॥ २६ ॥

સિંહાસન ( પરિકર ) ની લબાઈ પ્રતિમાના વિસ્તારથી ગાદી કરવી, સિંહાસનની ગાદીનો ઉ ય પ્રતિમાના વિસ્તારના અરધે ભાગે કરવો અને જાડાઈ પાભાગે કરવી । પરિકરની ગાદીમા હાથી આદિ રૂપ નવ અથવા સાત બનાવવા જોઇયે ॥ ૨૬ ॥

उभयदिसि जक्खजक्खिणि केसरि गय चमर मज्झि चक्कधरी ।
चउदस बारस दस नियं छ भाय कमि इअ भवे दीह ॥ २७ ॥

પરિકરની ગાદીમા એક તરફ યક્ષ અને બીજી તરફ યક્ષિણી અર્થાત્ ગાદી ઉપર જે મૂર્તિ બિરાજમાન હોય તેના શાસન દેવ (યક્ષ) ભગવાનની જમણી તરફ અને યક્ષિણી ડાબી તરફ બનાવવા । તથા બે સિંહ, બે હાથી, બે ચામર કરનારા ઇદ્ર અને મ યમા ચક્રધરી દેવીના રૂપો બનાવવા । તેમા ચૌદ ચૌદ ભાગના બન્ને યક્ષ અને યક્ષિણી, બાર બાર ભાગના બન્ને સિંહ, દશ દશ ભાગના બન્ને હાથી, નવ નવ ભાગના બન્ને ચામરધારી ઇદ્ર, અને મધ્યમા ચક્રધરી દેવી છ ભાગની કરવી । આ પ્રમાણે કુલ ૮૪ ભાગ સિંહાસનની ગાદીની લબાઈ જાણવી ॥ ૨૭ ॥*

चक्कधरी गरुडका तस्साहे धम्मचक्क-उभयदिसं ।
हरिणजुअ रमणीयं गद्दियमज्झम्मि जिणचिण्हं ॥ २८ ॥

સિંહાસનની મધ્યભાગમા જે ચક્રધરી દેવી છે, તેને ગરુડની સવારી છે । [ ચક્રધરીની ચાર ભુજાઓમા ઉપરની બન્ને ભુજાઓ ચક્ર, નીચેની જમણી ભુજા વરદાન અને ડાબી ભુજા બીજોરા યુક્ત છે ] । આ ચક્રધરી દેવીની નીચે એક ધર્મચક્ર કરવુ અને ધર્મચક્રની બન્ને તરફ સુંદર એક એક હરિણ બનાવવુ । ગાદીના મધ્યભાગમા જિનેશ્વ ભગવાનનુ ચિહ્ન કરવુ ॥ ૨૮ ॥

चउ कणइ दुन्नि छज्जइ बारस हत्थिहिं दुन्नि अह कणए ।
अड अक्खरवट्टीए एयं सीहासणस्सुदयं ॥ २९ ॥

---

* ગાદીમા સાત રૂપ બનાવવા હોય તેમા ચામ ધારી બનાવવા નથી તેના ભાગ ચૌદ ચૌદ ભાગના યક્ષ યક્ષિણી બાર બાર ભાગના બે સિંહ બાર ભાગના બે હાથી અને વચમા ચક્રધરી દેવી આઠ ભાગ આ પ્રમાણે સાત રૂપો બનાવવા ।

ચાર ભાગની કણપીઠ, બે ભાગની છાજલી, બાર ભાગ ની ગાદી આદિ રૂપ, બે ભાગની કણી અને આઠ ભાગની અક્ષર પટ્ટી, આ પ્રમાણે કુલ અઠાવીસ ભાગ સિંહાસનની ગાદીનો ઉદય જાણવો ॥ ૨૯ ॥

परिकरना पखवाडानु स्वरूप—

> गद्दियसम वसु भाया तत्तो इगतीस चमरधारी अ ।
> तोरणसिर दुवालस इअ उदय पक्खवायाण ॥ ३० ॥

પ્રતિમાની ગાદીની બરાબર આઠ ભાગ ઊંચી ચામરધારી ઇંદ્ર અથવા કાઉસગીઆની ગાદી કરવી, તેની ઉપર એકત્રીશ ભાગની ચામરધારી ઇંદ્રની અથવા કાયોત્સર્ગ ધ્યાનવાળી ઊભી જિનની મૂર્તિ કરવી અને તેની ઉપર બાર ભાગમાં તોરણ આદિ કરવા । આ પ્રમાણે કુલ એકાવન ભાગ પખવાડાનો ઉદય જાણવો ॥ ૩૦ ॥

> सोलसभाए रूवं थंभुलियसमेय छहि वरालीय ।
> इअ वित्थारं बावीस सोलसपिंडेण पखवाय ॥ ३१ ॥

સોળ ભાગ થાભલી સાથે રૂપના, તેમાં બે બે ભાગની બન્ને થાભલી અને બાર ભાગ રૂપના જાણવા । તથા છ ભાગની વરાલિકા [ આસપટ્ટી ] કરવી । આ પ્રમાણે કુલ બાવીસ ભાગ પખવાડાનો વિસ્તાર જાણવો । પખવાડાની જાડાઈ સોળ ભાગની રાખવી ॥ ૩૧ ॥

परिकरना छत्रवटानु स्वरूप—

> छत्तद्ध दसभाय पकयनालेग तेरमालधरा ।
> दो भाए थंभुलिए तह ट्ठ वंसधर-वीणधरा ॥ ३२ ॥
> तिलयमज्झम्मि घडा दुभाय थंभुलिय छच्चि मगरमुहा ।
> इअ उभयदिसे चूलसी दीह डउलस्स जाणेह ॥ ३३ ॥

અરધા છત્રના દશ ભાગ, કમળનાલનો એક ભાગ, માળા ધારણ કરનારાના તેર ભાગ, થાભલી બે ભાગ, *વાંસળી અથવા વીણાને ધારણ કરનારાના આઠ ભાગ, તિલકની મધ્યમાં ઘૂમટી બે ભાગ થાભલી અને છ ભાગનું મગરમુખ, આ પ્રમાણે છત્રવટાની એક તરફના ચોંતા

* વાંસળી અને વીણાને ધારણ કરનાર દેવોની જ પાસે જિનેશ્વર ભગવાનની બેઠી મૂર્તિ પણ રાખવામાં આવે છે ।



परिकर का स्वरूप

ચાર ભાગની કણપીઠ, બે ભાગની છાજલી, બાર ભાગના હાથી આદિ રૂપ, બે ભાગની કણી અને આઠ ભાગની અધર પટી, આ પ્રમાણે કુલ અઠાવીસ ભાગ સિંહાસનની ગાદીનો ઉદય જાણવો ॥ ૨૯ ॥

परिकरना पखवाडानु स्वरूप—

गद्दियसम वसु भाया तत्तो इगतीस चमरधारी अ ।
तोरणसिर दुवालस इअ उदय पक्खवायाण ॥ ३० ॥

પ્રતિમાની ગાદીની બરાબર આઠ ભાગ ઊંચી ચામરધારી ઈન્દ્ર અથવા કાઉસગીઆની ગાદી કરવી, તેની ઉપર એકત્રીશ ભાગની ચામરધારી ઇન્દ્રની અથવા કાયોત્સર્ગ ધ્યાનવાળી ઊભી જિનની મૂર્તિ કરવી અને તેની ઉપર બાર ભાગમાં તોરણ આદિ કરવા । આ પ્રમાણે કુલ એકાવન ભાગ પખવાડાનો ઉદય જાણવો ॥ ૩૦ ॥

सोलसभाए रूवं थुंभुलियसमेय छहि वरालीय ।
इअ तिरियरि बावीस सोलसपिंडेण पखवाय ॥ ३१ ॥

સોળ ભાગ થાંભલી સાથે રૂપના, તેમાં બે બે ભાગની બન્ને થાંભલી અને બાર ભાગ રૂપના જાણવા । તથા છ ભાગની વરાલિકા [ ગ્રાસપટ્ટી ] કરવી । આ પ્રમાણે કુલ બાવીસ ભાગ પખવાડાનો વિસ્તાર જાણવો । પખવાડાની જાડાઈ સોળ ભાગની રાખવી ॥ ૩૧ ॥

परिकरना छत्रवटानु स्वरूप—

छत्तद्ध दसभाय पकयनालेग तेरमालधरा ।
दो भाए थंभुलिए तह ट्ठ वंसधर-वीणधरा ॥ ३२ ॥
तिलयमज्झम्मि घंटा दुभाय थंभुलिय छच्चि मगरमुहा ।
इअ उभयदिसे चुलसी दीह डउलस्स जाणेह ॥ ३३ ॥

અરધા છત્રના દશ ભાગ, કમળનાલ એક ભાગ, માળા ધારણ કરવાવાળાના તેર ભાગ, થાંભલી બે ભાગ, *વાંસળી અથવા વીણાને ધારણ કરવા વાળાના આઠ ભાગ, તિલકની મધ્યમાં ઘૂમટી બે ભાગ થાંભલી અને છ ભાગનું મગરમુખ, આ પ્રમાણે છત્રવટાની એક તરફના બેતા

* વાંસળી અને વીણાને ધારણ કરનાર દેવોની જગ્યાએ જિનેશ્વર ભગવાનની બેઠી મૂર્તિ પણ રાખવામાં આવે છે ।

લીશ ભાગ અને બીજી તરફના બતાલીશ ભાગ મળી કુલ ચોરાસી ભાગ ડઉલા [ છત્રત્રય ] ના વિસ્તારના જાણવા ૩૪ ॥ ૩૩ ॥

चउवीसि भाइ छत्तो बारस तस्सुदइ अट्ठि सखधरो ।
छहि वेणुपत्तवल्ली एव डउलुदये पन्नास ॥ ३४ ॥

છત્રનો ઉ ય ચોવીસ ભા ।, તેની ઉપર છત્રત્રય ( ત્રણ છત્ર ) નો ઉદય બાર ભાગ, તેની ઉપર શખ ધારે । કરનારાઓનો ઉદય આઠ ભાગ અને તેના ઉપર છ ભા ।ના ઉદયમા વશપત્ર અને વેલડીના રૂપો કરવા, એ પ્રમાણે કુલ પચાસ ભાગ છત્રત્રયનો ઉ ય જાણવો ॥ ૩૪ ॥

छत्तत्तयवित्थार वीसगुल निग्गमेण दहभाग ।
भामडलवित्थार बावीस अट्ठ पइसार ॥ ३५ ॥

છત્રત્રયમા ત્રા । છત્રનો વિસ્તાર વીશ આગળ અને નિ ીમ શ આગળનો રાખવો । ભા મડળનો વિસ્તાર બાવીસ ભા । અને જા ।ડ આઠ ભાગ રાખવી ॥ ૩૫ ॥

मालधर सोलससे गइद अट्ठारसम्मि ताणुवरे ।
हरिणिदा उभयदिस तओ अ दुदुहिअ सखीय ॥ ३६ ॥

માળાને ધાર । ક ના ભાગમા ૦દ સોળ ભા । અને તેના ઉપર અ ાર ભાગના ગજેન્દ્ર (હાથી) કરવા । બન્ને તરફ હરિ ા ગમેપી ઇન તથા ુદુભી વગા નારા અને શખ વગાડનાર બનાવવા ॥૩૬॥

चिब्रद्धि डउलपिड छत्तसमेय हवइ नायव्व ।
थणसुत्तसमा दिट्ठा चामरधारीण कायव्वा ॥ ३७॥

છત્રના નિર્ગમ સાથે છત્રત્રયની જા ાઈ પ્રતિમાના વિસ્તારથી અરધી કરવી । પરિકરના પખ ના ભમા જે ચામરધારીની અથવા માળધારિયાની મૂર્તિ છે, તેની દ્રષ્ટિ મૂળનાયકજીના બરાબર સ્તનસૂત્રમા આવવી જોઇયે ॥ ૩૭ ॥

पचतीर्थीनु स्वरुप—

जइ हुति पचतित्था इमेहिं भाएहिं तेवि पुण कुज्जा ।
उस्सग्गियस्स जुअल बिंवजुग मूलबिंवग ॥ ३८ ॥

બન્ને પખવાળમા જ્યા ચામરધારી બનાવવા કહેલ છે, તે જગ્યાએ કાઉસ્સગ ધ્યાનવાળી બન્ને પ્રતિમા, તથા છત્રવટામા જ્યા નાશની અને વીણાને ધારણ કરનાર લખ્યા છે તે બન્ને ઠેકાણે પદ્માસનવાળી બેઠી જિનમૂર્તિ કરવી, એ પ્રમાણે ચાર મૂર્તિ અને એક મૂળનાયકની મૂર્તિ એ પાચ મૂર્તિ હોય તો તેને પચતીર્થી કહે છે। તેના ભાગ પણ પહેલા જણાવેલ છે તે પ્રમાણે કરવા। અર્થાત્ ચામરધારીના ભાગે કાઉસ્સગ ધ્યાનવાળી મૂર્તિના તથા નાસિકા અને વીણાધરના ભાગે પદ્માસનવાળી મૂર્તિના ભાગો કરવા ॥ ३८ ॥

पूजनीय तथा अपूजनीय मूर्तिनु लक्षण—

वरिससयाओ उड्ढ ज बिंब उत्तमेहि सठविय ।
विअलगु वि पूइज्जइ त बिंब निष्फल न जओ ॥ ३९ ॥

જે પ્રતિમા એકસો વર્ષ પહેલા ઉત્તમ પુરુષોએ સ્થાપેલી હોય, તે પ્રતિમા વિકલાગ (બેડોળ) હોય તો પણ પૂજવાને લાયક છે। તે પ્રતિમાના પૂજાનુ ફલ નિષ્ફળ જાતુ નથી ॥ ३९ ॥

मुह नक्क नयण नाही कडिभगे मूलनायग चयह ।
आहरण वत्थ परिगर चिण्हायुह भगि पूइज्जा ॥ ४० ॥

મુખ, નાક, આખ, નાભિ અને કમર એટલા અંગોમાથી કોઈ અંગ ખંડિત થઈ જાય તો તે મૂર્તિ મૂળનાયક રૂપમા સ્થાપેલી હોય તો તેનો ત્યાગ કરવો, પરતુ આભરણ, વસ્ત્ર, પરિકર ચિહ્ન અને આયુધ એટલામાથી કોઈનો ભંગ થઈ જાય તો તે મૂર્તિ પૂજાને લાયક ગણાય છે ॥४०॥

कइ मूर्ति पुन सस्कारने योग्य गण य—

धाउलेवाइबिंब विअलग पुण वि कीरए सज्ज ।
कट्ठरयणसेलमय न पुणो सज्ज च कइयावि ॥ ४१ ॥

ધાતુ (સોના, ચાદી, પીત્તળ આદિ) ની અથવા લેપ (ચૂનો, ઇંટ, માટી, ચિનાઈ આદિ) ની પ્રતિમા જો બેડોળ અથવા અંગહીન હોય તો તે મૂર્તિ બીજીવાર બનાવી શકાય। પરંતુ કાષ્ઠ, રત્ન અથવા પત્થરની મૂર્તિ ખંડિત થઈ જાય યા બેડોળ હોય તો તે બીજી વાર ક્યારે પણ બનાવી શકાય નહિ ॥ ४१ ॥

આચારદિનકરમાં કહ્યું છે કે—

" धातुलेप्यमयं सर्वं व्यङ्गं संस्कारमर्हति ।
काष्ठपाषाणनिष्पन्नं संस्कारार्हं पुनर्नहि ॥
प्रतिष्ठिते पुनर्बिम्बे संस्कारः स्यान्न कर्हिचित् ।
संस्कारे च कृते कार्या प्रतिष्ठा तादृशी पुनः ॥
संस्कृते तुलिते चैव दुष्टस्पृष्टे परीक्षिते ।
हृते बिम्बे च लिङ्गे च प्रतिष्ठा पुनरेव हि ॥"

ધાતુની અને ઈંટ, ચુના, માટી, ચિત્રામ આદિ લેપમયની પ્રતિમા જો વિકલાંગ હોય અથવા તે ખંડિત થઈ જાય તો તે પ્રતિમા બીજી વાર સંસ્કારને લાયક છે, અર્થાત્ તેજ મૂર્તિને બીજી વાર સુધારી બનાવી શકાય। પરંતુ કાષ્ઠ યા પાષાણની પ્રતિમા ખંડિત થઈ જાય તો તે મૂર્તિ બીજી વાર સુધારી કે બનાવી શકાય નહિ। પ્રતિષ્ઠા થયા પછી કોઈ પણ મૂર્તિનો સંસ્કાર થાય નહિ। કદાચ કારણવશ સંસ્કાર કરવાની જરૂર પડે તો તે મૂર્તિની બીજી વાર પહેલા કરેલ વિધિ પ્રમાણે પ્રતિષ્ઠા કરાવવી જોઈયે। કહ્યું છે કે—પ્રતિષ્ઠા થયા પછી જે મૂર્તિનો સંસ્કાર કરવો પડે, તોળવી પડે, દુષ્ટમનુષ્યનો સ્પર્શ થઈ જાય, પરીક્ષા કરવી પડે અથવા ચોર ચોરી કર જાય, ઈત્યાદિ કારણોને લીધે તે મૂર્તિની બીજી વાર પ્રતિષ્ઠા કરવી જોઈએ।

घरमंदिरमां पूजवा लायक मूर्तिओनुं स्वरूप—

पाहाणलेवकट्ठा दंतमया चित्तलिहिय जा पडिमा ।
अप्परिगरमाणाहिय न सुंदरा पूयमाणगिहे ॥ ४२ ॥

જે પ્રતિમા પાષાણની, લેપની, કાષ્ઠની, દાંતની તથા ચિત્રામણની હોય અથવા પરિકર રહિત હોય તથા અગ્યાર આંગળ કરતાં વધારે ઊંચી હોય તો તે પ્રતિમા ઘરમાં રાખીને પૂજવી સારી નહિ ॥ ૪૨ ॥

પરિકરવાળી મૂર્તિ અરિહંતની અને વિના પરિકરવાળી મૂર્તિ સિદ્ધની કહેવાય છે। સિદ્ધની મૂર્તિ ઘરમાં પૂજવા લાયક ગણાય નહિ તેથી તે મંદિરમાં પૂજવી જોઈએ।

શ્રીસકલચંદ્રોપાધ્યાય કૃત પ્રતિષ્ઠાકલ્પમાં લખે છે કે—

" मल्ली नेमी वीरो गिहभवणे सावए ण पूइज्जइ ।
इगवीसं तित्थयरा संतिगरा पूइया वंदे ॥ "

અને પખના ભા જયા ચામરધારી બનાવવા કહેલ છે, તે જગ્યાએ કાઉસ્સગ ધ્યાનવાળી બન્ને પ્રતિમા, તથા છત્રત્રયમા જ્યા વાશની અને વીણાને ધારણ કરનાર લખ્યા છે તે બને ઠેકાણે પદ્માસનવાળી બેઠી જિનમતિ કરવી, એ પ્રમાણે ચાર મૂર્તિ અને એક મૂળનાયકની મૂર્તિ એ પાચ મૂર્તિ હોય તો તેને પચતીર્થી કહે છે। તેના ભાગ પણ પહેલા જણાવેલ છે તે પ્રમાણે કરવા। અર્થાત્ ચામરધારીના ભાગે કાઉસ્સગ્ગ ધ્યાનવાળી મૂર્તિના તથા વાસળી અને વીણાધરના ભાગે પદ્માસનવાળી મૂર્તિના ભાગો કરવા ॥ ૩૮ ॥

पूजनीय तथा अपूजनीय मूर्तिनु लक्षण—

वरिससयाओ उड्ढ ज बिंब उत्तमेहि सठविय ।
विअलगु वि पूइज्जइ त बिंब निप्फल न जओ ॥ ३९ ॥

જે પ્રતિમા એકસો વર્ષ પહેલા ઉત્તમ પુરુષોએ સ્થાપેલી હોય, તે પ્રતિમા વિકલાંગ (બેડોળ) હોય તો પણ પૂજવાને લાયક છે। તે પ્રતિમાના પૂજાનુ ફલ નિષ્ફળ જાતુ નથી ॥ ૩૯ ॥

मुह नक्क नयण नाही कडिभगे मूलनायग चयह ।
आहरण वत्थ परिगर चिण्हायुह भगि पूइज्जा ॥ ४० ॥

મુખ, નાક, આખ, નાભિ અને કમર એટલા અંગોમાથી કોઈ અંગ ખંડિત થઈ જાય તો તે મૂર્તિ મૂળનાયક રૂપમા સ્થાપેલી હોય તો તેનો ત્યાગ કરવો, પરંતુ આભરણ, વસ્ત્ર, પરિકર ચિહ્ન અને આયુદ્ધ એટલામાથી કોઈનો ભગ થઈ જાય તો તે મૂર્તિ પૂજાને લાયક ગણાય છે ॥૪૦॥

कई मूर्ति पुन सस्कारने योग्य गण य—

धाउलेवाइबिंब विअलग पुण वि कीरए सज्ज ।
कट्ठरयणसेलमय न पुणो सज्ज च कइयावि ॥ ४१ ॥

ધાતુ ( સોના, ચાદી, પીત્તલ આદિ ) ની અથવા લેપ ( ચૂનો, ઈટ, માટી, ચિનામાણ આદિ ) ની પ્રતિમા જો બેડોળ અથવા અગહીન હોય તો તે મૂર્તિ બીજીવાર બનાવી શકાય । પરંતુ કાષ્ઠ, રત્ન અથવા પત્થરની મૂર્તિ ખંડિત થઈ જાય યા બેડોળ હોય તો તે બીજી વાર ક્યારે પણ બનાવી શકાય નહિ ॥ ૪૧ ॥

वहुदुक्ख वक्कनासा हस्सगा खयकरी य नायव्वा ।
नयणनासा कुनयणा अप्पमुहा भोगहाणिकरा ॥ ४६ ॥

જે મૂર્તિ વાંકા નાકવાળી હોય તો બહુ દુઃખ દેનારાળી, ટુંકા અવયવની હોય તો ક્ષય કરનારાળી, ખરાબ આંખવાળી હોય તો આંખનો નાશ કરનારાળી અને સાંકડા મુખવાળી હોય તો ભોગની હાનિકારક જાણવી ॥ ૪૬ ॥

कडिहीणायरियहया सुयवधव हणइ हीणजघा य ।
हीणासण रिद्धिहया धणक्खया हीणकरचरणा ॥ ४७ ॥

જે પ્રતિમા કમરહીન હોય તો આચાર્યનો નાશ કરે, હીન જાઘવાળી હોય તો પુત્ર, મિત્ર અને ભાઈનો નાશ કરે, હીન આસનવાળી હોય તો રિદ્ધિનો નાશ કરે અને હીન હાથપગવાળી હોય તો ધનનો ક્ષય કરે ॥ ૪૭ ॥

उत्ताणा अत्थहरा वक्कगीवा सदेसभगकरा ।
अहोमुहा य सचिता विदेसगा हवइ नीचुच्चा ॥ ४८ ॥

જે પ્રતિમા ઊંચા મુખવાળી હોય તો ધનનો નાશ કરે, વાંકી ગરદનવાળી હોય તો સ્વદેશનો ભંગ કરે, નીચા મુખવાળી હોય તો ચિન્તા ઉત્પન્ન કરાવે તથા ઊંચી નીચી હોય તો વિદેશ ગમન કરાવે ॥ ૪૮ ॥

विसमासण वाहिकरा रोरकरण्णायदव्वनिप्पन्ना ।
हीणाहीयंगपडिमा सपक्खपरपक्खकट्ठकरा ॥ ४९ ॥

જે મૂર્તિ વિષમ આસનવાળી હોય તો તે વ્યાધિકારક જાણવી, તથા અન્યાયથી પેદા કરેલા દ્રવ્યથી બનાવેલી હોય તો તે મૂર્તિ દુકાળ આદિ કરનારાળી જાણવી। તથા ઓછા અથવા અધિક અંગવાળી હોય તો સ્વપક્ષ ( પ્રતિમા કરાવનારાને ) તથા પરપક્ષ ( પૂજા કરનારાઓ ) ને કષ્ટ દેનારાળી જાણવી ॥ ૪૯ ॥

पडिमा रउद्द जा सा करावय हति सिप्पि अहियगा ।
दुब्बलदव्वविणासा किसोअरा कुणइ दुब्भिक्खं ॥ ५० ॥

મલ્લીનાથ, નેમનાથ અને મહાવીર સ્વામી એ ત્રણ તીર્થંકરોની મૂર્ત્તિ શ્રાવકે ઘરમા પૂજવી જોઇયે નહિ। પરતુ એકવીસ તીર્થંકરોની મૂર્ત્તિ ઘરમા શાતિકારક અને પૂજનીય તથા ન નીય છે।

" नेमिनाथो वीरमल्ली–नाथो वैराग्यकारका ।
त्रयो वै भवने स्थाप्या न गृहे शुभदायका ॥ "

નેમનાથ, મલ્લીનાથ અને મહાવીર સ્વામી એ ત્રણે તીર્થંકર વૈરાગ્યકારક છે, તે માટે એ ત્રણે તીર્થંકરોની મૂર્ત્તિ દેહરાસરમા સ્થાપવી શુભકારક છે, પરતુ ઘર દેહરાસરમા સ્થાપવી શુભકારક નથી।

इक्कगुलाइ पडिमा इक्कारस जाव गेहि पूइज्जा ।
उड्ढ पासाइ पुणो इअ भणिय पुव्वसूरीहि ॥ ४३ ॥

ઘર દેહરાસરમા એક આગળથી તે અગ્યાર આગળ સુધીની ઊંચી મૂર્ત્તિ પૂજના લાયક છે। અને અગ્યાર આગળથી વધારે ઊંચી હોય તે મદિરમા પૂજના લાયક છે, એમ પૂર્વાચાર્યો કહે છે ॥ ૪૩ ॥

प्रतिमानु शुभाशुभ लक्षण—

नह अगुलीअ बाहा नासा पय भगिणुक्कमेण फल ।
सत्तुभय देसभग बधण कुलनास दव्वक्खय ॥ ४४ ॥

મૂર્તિના નખ, આગળી, ભુજા, નાક અને પગ એટલા અગોમાથી કોઈ અગ ખડિતવાળી મૂર્તિ હોય તો તે અનુક્રમે શત્રુનો ભય, દેશનો વિનાશ, બધનકારક, કુળનો નાશ અને દ્રવ્યનો ક્ષય કરનારાળી છે ॥ ૪૪ ॥

पयपीढ चिण्ह परिगर भगे जन-जाण भिच्च हाणि कमे ।
छत्त सिरिवच्छ सवणे लच्छी सुख बधवाण खय ॥ ४५ ॥

પા પીઠ, ચિહ્ન અને પરિકરના ભગવાળી મતિ હોય તો તે અનુક્રમે સ્વજન, વાહન અને સેવકની હાનિકારક જાણવી। તથા છત્ર, શ્રીવત્સ અને કાનના ખડિતવાળી મર્તિ હોય તો તે અનુક્રમે લક્ષ્મી સુખ અને બાધવોની હાનિકારક જાણવી ॥ ૪૫ ॥

नवनाह सिद्ध चुलसि हरिहर बंभिंद दाणवाईणं ।
वण्णकनामआयुह वित्थरगथाउ जाणिज्जा ॥ ५४ ॥

इति श्रीपरमजैनश्रीचन्द्राङ्गजठक्कुर'फेरु'विरचिते वास्तुसारे
बिम्बपरीक्षाप्रकरणं द्वितीयम् ।

ચોવીસ જિનદેવ, નવ ગ્રહ, ચોસઠ યોગિની, બાવન વીર, ચોવીસ યક્ષ, ચોવીસ યક્ષિણી, દશ દિક્પાલ, સોળ વિદ્યાદેવી, નવ નાથ, ચોરાસી સિદ્ધ, વિષ્ણુ, મહાદેવ, બ્રહ્મા, ઇંદ્ર અને દાનવ ઈત્યાદિ દેવોના વર્ણ, ચિહ્ન, નામ અને આયુધ આદિનું વિસ્તાર પૂર્વક વર્ણન * અન્ય ગ્રંથોથી જાણવું ॥ ૫૩ ॥ ૫૪ ॥

---

# अथ प्रासादप्रकरणं तृतीयम् ।

भणिय गिहलक्खणाइं बिंबपरिक्खाइ सयलगुणदोस ।
संपइ पासायविही संखेवेण णिसामेह ॥ १ ॥

સર્વ ગુણ દેવાવાળા ઘરનું લક્ષણ અને સર્વ ગુણ દેવાવાળી પ્રતિમાનું લક્ષણ પહેલાં મેં કહ્યું છે। હવે પ્રાસાદ (મંદિર) બનાવવાની વિધિ સંક્ષેપમાં કહું છું, તે સાંભળો ॥ ૧ ॥

---

* પૂર્વોક્ત દેવોમાંથી ૨૪ જિનદેવ, ૨૪ યક્ષ, ૨૪ યક્ષિણી, ૧૬ વિદ્યાદેવી અને ૧૦ દિક્પાલ એટલા દેવોનું સ્વરૂપ આ ગ્રંથના પરિશિષ્ટમાં આપેલું છે। બાકીના દેવોનું સ્વરૂપ મારો અનુવાદ કરેલ (રૂપમંડન) ગ્રંથ જે હવે જલ્દી છપાવાનો છે તેમાં જોવો।

જો પ્રતિમા રૌદ્ર ( ભયાનક ) હોય તો કરાવનારનો નાશ કરે, અધિક અંગવાળી હોય તો શિલ્પી ( કારીગર ) નો નાશ કરે, દુર્બલ અંગવાળી હોય તો દ્રવ્યનો નાશ કરે અને કૃશપેટવાળી હોય તો દુર્ભિક્ષ કરે ॥ ૫૦ ॥

उड्ढमुही धणनासा अप्पूया तिरिअदिट्ठि विन्नेया ।
अइघट्टदिट्ठि असुहा हवइ अहोदिट्ठि विग्घकरा ॥ ५१ ॥

પ્રતિમા ઊંચા મુખવાળી હોય તો ધનનો નાશ કરે, તિરછી દૃષ્ટિવાળી હોય તો તિરસ્કાર કરાવે, અધિક ગાઢ દૃષ્ટિ હોય તો અશુભ જાણવી અને નીચી દૃષ્ટિ હોય તો વિઘ્નકારક જાણવી ॥ ૫૧ ॥

देवोना शस्त्र केवी रीते राखवा—

चउभवसुराण आयुह हवंति केसंत उप्परे जइ ता ।
करणकरावणथप्पणहाराण पाणदेसहया ॥ ५२ ॥

ચાર નિકાયના ( ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક એ ચાર જાતના ) દેવોની મૂર્તિના શસ્ત્ર માથાના કેશની ઉપર સુધી રાખેલા હોય તો તે મૂર્તિ કરવાવાળા કરાવવાવાળા અને સ્થાપન કરવાવાળાના પ્રાણનો અને દેશનો વિનાશ કરનારી જાણવી ॥ ૫૨ ॥

આ પ્રમાણે સામાન્ય પણે દેવોના શસ્ત્રો રાખવાનો નિયમ કહ્યો, તે બધા દેવોને માટે હોય તેમ લાગતું નથી, કારણ કે ભૈરવ, ભવાની, દુર્ગા, કાલી આદિ દેવોના શસ્ત્રો માથા ઉપર ગયેલા તેમની મૂર્તિઓમાં જોવામાં આવે છે, તેથી એમ જણાય છે કે ઉપરનો નિયમ શાંત સ્વભાવ વાળા દેવોને માટે હશે। ભયાનક સ્વભાવવાળા દેવોના હાથમાં ખપ્પર અથવા મસ્તક ઘણું કરીને રહે છે, તે અસુરોનો સંહાર કરતા જણાય છે, તે માટે તેમના શસ્ત્ર ઉગામેલ રહેવાથી માથા ઉપર જાય તે સ્વાભાવિક છે, તેથી તેનો દોષ ગણવામાં આવતો હશે નહિ। પરન્તુ એ દેવ જો શાંત ચિત્ત થઈને બેઠા હોય એવી સ્થિતિની મૂર્તિ બનાવવી હોય તો તે વખતે શસ્ત્રો ઉગામેલ ન રહેવાથી શસ્ત્રો માથા ઉપર જાય નહિ, જેથી ઉપરનો નિયમ શાંત સ્વભાવી દેવોના શસ્ત્રો બાબત કહેલો હશે એમ જણાય છે।

उपसंहार—

चउवीसजिण नवग्गह जोइणि चउसट्ठि वीर बावन्ना ।
चउवीसजक्खजक्खिणि दह दिहवइ सोलस विज्जुसुरी ॥ ५३ ॥

કૂર્મશિલા સ્થાપવી । જે માપની કૂર્મશિલા સ્થાપવી હોય તેમા તેનો ચોથો ભાગ વધારીને બનાવે તો જ્યેષ્ઠમાનની અને ચોથો ભાગ ઘટાડીને બનાવે તો કનિષ્ઠમાનની કૂર્મશિલા થાય । કૂર્મશિલા સોનાની અથવા ચાદીની બનાવવી અને તેને પચામૃતથી સ્નાન કરાવીને પછી સ્થાપિત કરવી ।

कूर्मशिला અને નંદાદિશિલાઓનુ સ્વરૂપ—



કૂર્મશિલાનુ સ્વરૂપ વિશ્વકર્માકૃત ક્ષીરાર્ણવ ગ્રથમા જણાવે છે કે કૂર્મશિલાના નવ ભાગ કરવા, તે પ્રત્યેક ભાગ ઉપર પૂર્વ દક્ષિણ આદિ દિશાના પ્રદક્ષિણક્રમથી પાણીની લહેર, માછલુ, દેડકો, મગર ગ્રાસ, કલશ, સર્પ અને શખ એ આઠ દિશાઓના ભાગોમા અને મધ્ય ભાગમા કાચબો બનાવવો । કૂર્મશિલા સ્થાપિત કરીને પછી તેના ઉપરથી એક પોલો તાબાનો નળ દેવના સિંહાસન સુધી રાખવામા આવે છે તેને પ્રાસાદની નાલિ કહે છે ।*

કૂર્મશિલાને પ્રથમ મધ્યમા સ્થાપીને પછી આસારમા નંદા, ભદ્રા, જયા રિક્તા, અજિતા, અપરાજિતા, શુક્લા, સૌભાગિની અને ધરણી એ નવ ખુરશિલા કૂર્મશિલાને પ્રદક્ષિણા કરતી પૂર્વાદિ સૃષ્ટિક્રમે સ્થાપિત કરવી । નવમી ધરણી શિલાને મધ્યમા કૂર્મશિલાની નીચે સ્થાપવી । નદા આદિ આઠ ખુરશિલાઓની ઉપર અનુક્રમે વજ્ર, શક્તિ, દડ તલવાર, નાગપાશ, ધ્વજા, ગદા અને ત્રિશૂલ એ દિક્પાલોના શસ્ત્ર બનાવવા જોઈએ । નવમી ધરણીશિલાની ઉપર વિષ્ણુનુ ચક્ર બનાવવુ જોઈએ ।

શિલા સ્થાપનાનો ક્રમ—

" ईशानादग्निकोणाद्या शिला स्थाप्या प्रदक्षिणा ।
मध्ये कूर्मशिला पश्चाद् गीतवादित्रमङ्गलैः ॥ "

પ્રથમ મધ્યમા સોના અથવા ચાદીની કૂર્મશિલા સ્થાપીને, પછી આઠ ખુરશિલાઓ ઈશાન

* કેટલાક આધુનિક સોમપુરાઓ ધર શિલાનેજ કૂર્મશિલા કહે છે ।

खातनी ऊंडाई—

पढम ×गड्डाविवर जलंत अह कक्करंत कुणह+।
कुम्मनिवेस अट्ठ खुरसिला तयणु सुत्तविही ॥ २ ॥

પ્રાસાદ-મંદિર કરવાની ભૂમિનો પાયો પાણી અથવા પત્થર આવે ત્યાં સુધી ઊંડો ખોદો પછી તે પાયામાં મધ્યભાગે કૂર્મશિલા સ્થાપવી અને આઠ દિશામાં આઠ ખુરશિલા સ્થાપવી। તેના પછી સૂત્રવિધિ કરવી ॥ ૨ ॥

કૂર્મશિલાનું પ્રમાણ પ્રાસાદમંડનમાં બતાવે છે કે—

" अर्द्धाङ्गुलो भवेत् कूर्म एकहस्ते सुरालये।
अर्द्धाङ्गुलात् ततो वृद्धिः कार्या तिथिकरावधि ॥
एकत्रिंशत्करान्तं च तदर्द्धा वृद्धिरिष्यते।
ततोऽर्द्धापि शतार्द्धान्तं कुर्यादङ्गुलमानतः ॥
चतुर्थांशाधिका ज्येष्ठा कनिष्ठा हीनयोगतः।
सौवर्णरूप्यजा वापि स्थाप्या पञ्चामृतेन सा ॥ "

એક હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં અર્દ્ધા આગળની કૂર્મશિલા સ્થાપવી। એમ અનુક્રમે પંદર હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદમાં પ્રત્યેક હાથ દીઠ અરધા અરધા આગળની વૃદ્ધિ કરવી। અર્થાત્ બે હાથના પ્રાસાદમાં એક આગળ, ત્રણ હાથના પ્રાસાદમાં દોઢ આગળ, આ પ્રમાણે દરેક હાથ દીઠ અરધો અરધો આગળ વધારતાં પંદર હાથના વિસ્તારવાળા દેવાલયમાં સાડા સાત આગળની કૂર્મશિલા સ્થાપવી। પછી સોળ હાથથી એકત્રીશ હાથ સુધીના વિસ્તારવાળા દેવાલયમાં દરેક હાથ દીઠ પા પા આગળ વધારવી। અર્થાત્ સોળ હાથના પ્રાસાદમાં પોણા આઠ આગળ, સત્તર હાથના પ્રાસાદમાં આઠ આગળ, એમ દરેક હાથ દીઠ પા પા આગળ વધારતા એકત્રીશ હાથના વિસ્તારવાળા દેવાલયમાં સાડા અગ્યાર આગળની કૂર્મશિલા સ્થાપવી પછી બત્રીશ હાથથી પચાસ હાથ સુધીના વિસ્તારવાળા દેવાલયમાં દરેક હાથ દીઠ એક એક જવ વધારવી। અર્થાત્ બત્રીશ હાથના વિસ્તારવાળા પ્રાસાદમાં સાડા અગ્યાર આગળ અને એક જવની, તેત્રીશ હાથના પ્રાસાદમાં પોણા બાર આગળની, એમ દરેક હાથ દીઠ એક એક જવ વધારતા પચાસ હાથના વિસ્તારવાળા દેવાલયમાં પોણા ચૌદ આગળ અને એક જવની

× 'गड्डावरय'। + 'भरियव्व' 'नायव्व' इति पाठान्तरे।

પ્રાસાદ જેટલો વિસ્તારમાં હોય, તેનાથી અર્ધે ભાગે, ત્રીજે ભાગે અથવા ચોથે ભાગે પીઠનો ઉદય કરવો। ઉદયથી અર્ધા ભાગે પીઠનો નિર્ગમ કરવો। ઉપપીઠનું પ્રમાણ પોતાની ઈચ્છા પ્રમાણે કરવું ॥ ૩ ॥

વસુનંદિકૃત પ્રતિષ્ઠાસારમાં કહે છે કે—

" प्रासादविस्तरार्द्धेन स्योच्छ्रित पीठमुत्तमम् ।
मध्यम पादहीन स्याद् उत्तमार्द्धेन कन्यसम् ॥ "

પ્રાસાદના વિસ્તારથી અર્ધે ભાગે પીઠનો ઉદય કરવો તે ઉત્તમ છે, પ્રાસાદના વિસ્તારના ચાર ભાગ કરવા, તેમાંથી ચોથો ભાગ હીન કરીને ત્રણ ભાગનો ઉદય કરવો તે મધ્યમ માનનો પીઠનો ઉદય જાણવો અને ઉત્તમના અર્ધે ભાગે ઉદય કરવો તે કનિષ્ઠ માનનો પીઠનો ઉદય જાણવો।

पीठना थरोनु स्वरूप—

अड्डथर फुल्लिअओ जाडमुहो कणउ तह य कयवाली ।
गय अस्स सीह नर हंस-पंचथरइ भवे पीठ ॥ ४ ॥ इति पीठ ।

साधारणपीठनु स्वरूप—



કોણ અને અગ્નિકોણના અનુક્રમે સવ્યક્રમે સ્થાપન કરવી, તે દરેક શિલાઓ સ્થાપન કરતી વખતે ગીત વાજીંત્રની માંગલિક ધ્વની કરવી।

ભિટ્ટનુ પ્રમાણ પ્રાસા મંડનમાં બતાવે છે કે—

" शिलोपरि भवेद् भिट्ट–मेकहस्ते युगाङ्गुलम् ।
अर्द्धाङ्गुल भवेद् वृद्धि–र्यावद्धस्तशतार्द्धकम् ॥"

પ્રાસાદને ધારણ કરનારી શિલાની ઉપર ભિટ્ટ રાખવો, તે એક હાથના વિસ્તારવાળા પ્રાસાદને ભિટ્ટનો ઉદય ચાર આગળ રાખવો, તે પચાસ હાથ। વિસ્તારવાળા પ્રાસા સુધી પ્રત્યેક હાથે અરધા અરધા આગળની વૃદ્ધિ કરીને ભીટનો ઉદય કરવો।

બીજા પ્રકારે ભીટનુ માન બતાવે છે કે—

" अङ्गुलेनांशहीनेन अर्द्धेनार्द्धेन च क्रमात् ।
पञ्चदिग्विंशतिर्यावच्छतार्द्ध च विवर्द्धयेत् ॥"

એકથી પાચ હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદને એક એક આગળની વૃદ્ધિ કરીને, છથી દશ હાથ સુધી વિસ્તારવાળાને અરધા અરધા આગળની વૃદ્ધિ કરીને, અગીયારથી વીશ હાથ સુધીના વિસ્તારવાળાને પા પા આગળની વૃદ્ધિ કરીને અને એકવીશથી પચાસ હાથ સુધીના વિસ્તારવાળા પ્રાસાદને અરધો પા આગળની અર્થાત્ એક એક જવની વૃદ્ધિ કરીને ભીટનો ઉદય કરવો।

" एकद्वित्रीणि भिट्टानि हीनहीनानि कारयेत् ।
स्वस्वोदयप्रमाणस्य चतुर्थांशेन निर्गमः ॥"

પ્રાસાદને એક બે અથવા ત્રણ ભીટ કરવા, તેમાં પણ પ્રથમના ભીટના ઉદયથી બીજા ભીટનો ઉદય હીન કરવો અને ત્રીજા ભીટનો ઉદય બીજા ભીટના ઉદયથી ઓછો કરવો। તથા પોતપોતાના ભીટના ઉદયના ચોથે ભાગે ભીટનો નિર્ગમ કરવો।

प्रासादनी पीठनु मान—

पासायाओ अद्ध तिहाय पाय च पीढ उदयो अ ।
तस्सद्धि निग्गमो होइ उववीढु जहिच्छमाण तु ॥ ३ ॥

એક હાથના વિસ્તારવાળા પ્રાસાદને પીઠનો ઉદય અર્ધ એટલે ૧૨ આગળ કરવો। બે હાથના પ્રાસાદને ત્રીજે ભાગે અર્થાત્ ૧૬ આગળ, ત્રણ હાથના પ્રાસાદને ચોથે ભાગે એટલે ૧૮ આગળ, ચાર હાથના પ્રાસાદને સાડા ત્રણ ભાગે એટલે લગભગ ૨૦॥ આગળ પીઠનો ઉદય કરવો। પાંચ હાથના પ્રાસાદને ચોથે ભાગે એટલે સવા હાથનો પીઠનો ઉદય કરવો। છથી દશ હાથના પ્રાસાદને સવા હાથમાં ચારચાર આગળ વધારીને પીઠનો ઉદય કરવો, એટલે દશ હાથના પ્રાસાદને ૨ હાથ અને ૨ આગળ પીઠનો ઉદય થાય। અગ્યારથી વીશ હાથના પ્રાસાદને ૨ હાથ અને ૨ આગળમાં ત્રણ ત્રણ આગળ વધારીને પીઠનો ઉદય કરવો, જેથી વીશ હાથના પ્રાસાદને ૩ હાથ અને ૮ આગળ પીઠનો ઉદય થાય। એકવીશથી છત્રીશ હાથના પ્રાસાદને ૩ હાથ અને ૮ આગળમાં બે બે આગળ વધારીને પીઠનો ઉદય કરવો। જેથી છત્રીશ હાથના પ્રાસાદને ૪ હાથ અને ૧૬ આગળ પીઠનો ઉદય થાય। સાડત્રીશથી ૫૦ હાથ સુધીના પ્રાસાદને ૪ હાથ અને ૧૬ આગળમાં એક એક આગળ વધારીને પીઠનો ઉદય કરવો, જેથી ૫૦ હાથના પ્રાસાદને ૫ હાથ અને ૬ આગળ પીઠનો ઉદય થાય।

" पञ्चांशं हीनमाधिक्य-मेकैकं तु त्रिधा पुनः ।
त्रिपञ्चाशत्समुत्सेधं द्वाविंशत्यंशनिर्गमम् । "

પીઠના ઉદયના પાંચ ભાગ કરવા, તેમાંનો એક ભાગ ઉદયમાંથી હીન કરીએ તો કનિષ્ઠ માનનો, વધારીએ તો જ્યેષ્ઠમાનનો પીઠનો ઉદય થાય। ઉદય હોય તેટલોજ રાખીએ તો મધ્યમ માનનો ઉદય કહેવાય। પીઠનો જે ઉદય હોય તેના ત્રેપન ભાગ કરવા, તેમાંના બાવીસ ભાગ જેટલો પીઠનો નિર્ગમ કરવો।

" नवांशो जाड्यकुम्भः सप्तांशा कर्णिका भवेत् ।
सान्तरालकपोताली सप्तांशा ग्रासपट्टिका ॥
सर्पदिग्वसुभागाश्च गजवाजिनराः क्रमात् ।
वाजिस्थाने तथा कार्यं सम्यग्देवस्य वाहनम् ॥ "

જાડ્યકુંભનો ઉદય નવ ભાગ, કણીનો ઉદય સાત ભાગ, અંતરપત્ર અને કેવાળસાથે ગ્રાસપટ્ટીનો ઉદય સાત ભાગ કરવો। ગજથરનો ઉદય [illegible] ભાગ, અશ્વથરનો ઉદય દશ ભાગ અને નરથરનો ઉદય આઠ ભાગ કરવો। અશ્વથરના સ્થાને જે જે દેવનો પ્રાસાદ હોય તે તે દેવના વાહનનો થર આપવામાં આવે છે।

અડથર, પુષ્પકંઠ, જાડ્યકુંભ, કણી અને કેવાળ એ પાંચ થરો સામાન્યપીઠમાં અવશ્ય હોય છે। તેની ઉપર ગજથર, અશ્વથર, સિંહથર, નરથર અને હંસથર એ પાંચ થરોમાંથી બધા અથવા કમતી યથાશક્તિ બનાવવામાં આવે છે ॥ ४ ॥

पाचथरवाली महापीठनु स्वरूप—




પ્રાસાદ ના પીઠનું માન પ્રાસાદ માનમાં બતાવે છે—

" पीठमर्द्धत्रिपादांशे एकद्वित्रिकर गृहे ।
चतुर्हस्ते त्रिसार्द्धांशे पादांशे पञ्चहस्तके ॥
दशविंशतिषट्त्रिंश–च्छतार्द्धहस्तकावधि ।
वृद्धिर्वदत्रियुगम दु सङ्ख्या स्यादङ्गुलं क्रमात् ॥ "

वज्जंगो मुउडुज्जलु अइरावउ रायहंसु गरुडो अ ।
वसहो अ तह य मेरु एए पणवीस पासाया ॥ ९ ॥

કેશરી, સર્વતોભદ્ર, સુનંદન, નંદિશાલ, નંદીશ, મંદિર, શ્રીવત્સ, અમૃતોદ્ભવ, હેમવંત, હિમકૂટ, કૈલાશ, પૃથ્વીજય, ઇંદ્રનીલ, મહાનીલ, ભૂધર, રત્નકૂટ, વૈડૂર્ય, પદ્મરાગ, વજ્રાંક, મુકુટોજ્જ્વલ, ઐરાવત, રાજહંસ, ગરૂડ, વૃષભ અને મેરૂ એ પચ્ચીસ જાતના પ્રાસાદોના નામ જાણવા ॥ ૭ ॥ ૮ ॥ ૯ ॥

पच्चीस प्रासादोना शिखरोनी संख्या—

पण अंडयाइ सिहरं कमेण चउ वुड्ढि जा हवइ मेरु ।
मेरुपासायअंडय-संख्या इगहियसयं जाण ॥ १० ॥

પ્રથમ કેશરી નામના પ્રાસાદના શિખર ઉપર પાંચ અંડ [ શિખરની આસપાસ જે નાના શિખરના આકારવાળા રાખવામાં આવે છે તેને અંડક ( ઈંડા ) કહે છે, પ્રથમ કેશરી નામના પ્રાસાદમાં મુખ્ય એક શિખર અને તેની ચારે કોણમાં ચાર ઇંડા હોય છે ]। પછી અનુક્રમે ચાર ચાર ઇંડા મેરૂપ્રાસાદ સુધી વધારવામાં આવે છે, એટલે પચીસમા મેરૂપ્રાસાદની ઉપર મુખ્ય એક શિખર અને એકસો ઈંડા હોય છે, કુલ એકસો એકની સંખ્યા છે ॥ ૧૦ ॥

જેમકે—મુખ્ય શિખર સાથે ૧ કેશરી પ્રાસાદ ઉપર પાંચ ઇંડા, ૨ સર્વતોભદ્ર ઉપર નવ, ૩ સુનંદન ઉપર તેર, ૪ નંદિશાલ ઉપર સત્તર, ૫ નંદીશ ઉપર એકવીશ, ૬ મંદિર નામના પ્રાસાદ ઉપર પચીસ, ૭ શ્રીવત્સ ઉપર ઓગણત્રીશ, ૮ અમૃતોદ્ભવ પ્રાસાદ ઉપર તેત્રીશ, ૯ હેમવંત ઉપર સાડત્રીશ, ૧૦ હિમકૂટ ઉપર એકતાલીશ, ૧૧ કૈલાશ ઉપર પીસ્તાલીશ, ૧૨ પૃથ્વીજય ઉપર ઓગણપચાસ, ૧૩ ઇંદ્રનીલ ઉપર ત્રેપન, ૧૪ મહાનીલ ઉપર સત્તાવન, ૧૫ ભૂધર ઉપર એકસઠ, ૧૬ રત્નકૂટ ઉપર પાંસઠ, ૧૭ વૈડૂર્ય ઉપર ઓગણોસીત્તેર, ૧૮ પદ્મરાગ ઉપર તોંત્તેર, ૧૯ વજ્રાંક, ઉપર સત્યોતેર, ૨૦ મુકુટોજ્જ્વલ ઉપર એક્યાસી, ૨૧ ઐરાવત ઉપર પચ્ચાસી, ૨૨ રાજહંસ ઉપર નેવ્યાસી, ૨૩ ગરૂડ ઉપર ત્રાણું, ૨૪ વૃષભ ઉપર સત્તાણું અને ૨૫ મેરૂ પ્રાસાદ ઉપર એકસો એક શિખર હોય છે।

दीपाणवादि शिल्पग्रंथोमां चोवीश जिन आदिना प्रासादोनुं स्वरूप तल आदिना भेदवडे जे बताव्युं छे, तेनो सारांश आ प्रमाणे छे—

૧-ઋષભ કમલપ્રાસાદ (ઋષભજિનપ્રાસાદ)-તલ ભાગ ૩૨। કોણ ભાગ ૯, કોણી ભાગ ૧, પ્રતિરથ ભાગ ૩ કોણી ભાગ ૧, ઉપરથ ભાગ ૩, નંદી ભાગ ૧ ભદ્રાર્દ્ધ ભાગ ૪=૧૬+૧૬=૩૨।

* આ પચ્ચીસ પ્રાસાદોનું સવિસ્તર સચિત્ર વર્ણન મારો અનુવાદિત ( પ્રાસાદમંડન ) ગ્રંથ જે હવે છાપવાનો છે તેમાં દેખો

" पञ्चांश कर्णिराग्रे तु निर्गमं जाड्यकुम्भकम् ।
त्रिमार्द्धं कर्णिकं मार्द्धं चतुर्भि ग्रासपट्टिका ॥
कुञ्जराश्वनरा वेदा रामयुग्मांशनिर्गमं ।
अंतरालं मध्यस्तेषां–मूर्ध्वाधः कर्णयुग्मकम् ॥ "

કણીથી બહાર નિકળતો પાંચ ભાગનો જાડ્યકુંભ રાખવો, કેવાળથી નિકળતી સાડા ત્રણ ભાગની કણી રાખવી, કેવાળ ગ્રાસપટ્ટી સાડા ચાર ભાગની ગજથરથી અથવા ખુરાથી નિકળતી રાખવી। અશ્વથરથી ગજથર નિકળતો ચાર ભાગ, નરથરથી નિકળતો અશ્વથર ત્રણ ભાગ અને ખુરાથી નિકળતો નરથર બે ભાગ રાખવો। થરાની વચમાં અંતરાલ કરવો, અને અંતરાળની ઉપર નીચે બે બે કણીઓ કરવી।

जिनेश्वर माटे सात प्रासाद—

सिरिविजय महापउमो नंदावत्तो अ लच्छितिलओ अ ।
नरवेय कमलहंसो कुंजरपासाय सत्त जिणे ॥ ५ ॥

શ્રીવિજય, મહાપદ્મ, નંદાવર્ત્ત, લક્ષ્મીતિલક, નરવેદ, કમલહંસ અને કુંજર એ સાત જાતના પ્રાસાદો જિનેશ્વરને માટે ઉત્તમ છે ॥ ५ ॥

बहुभेया पासाया अस्संखा विस्सकम्मणा भणिया ।
तत्तो अ केसराई पणवीस भणामि मुल्लिल्ला ॥ ६ ॥

વિશ્વકર્માએ અનેક પ્રકારના પ્રાસાદોના અસંખ્ય ભેદો બતાવ્યા છે, તેમાંથી કેશરી આદિ પચ્ચીસ પ્રકારના પ્રાસાદોને હું 'ક્રૂં' કહું છું ॥ ६ ॥

पच्चीस प्रकारना प्रासादोना नाम—

केसरि अ सव्वभद्दो सुनंदणो नंदिसालु नंदीसो ।
तह मंदिरु सिरिवच्छो अमिअब्भवु हेमवंता अ ॥ ७ ॥
हिमकूडु कईलासा पुहविजया इंदनीलु महनीलो ।
भूधरु अ रयणकूडो वइडुज्जो पउमरागो अ ॥ ८ ॥

ચોવીશ જિનાલયવાળુ દેહરાસર કરવુ હોય તો નયના મુખ્ય દેહરાસરની સામે, તથા જમણી અને ડાબી તરફ એ ત્રણે દિશાઓમા આઠ આઠ દેહરીઓ જગતીની અંદર બનાવવી॥૫૬॥

मदिरनी द्वारशाखा, देहली अने शखातरीनु स्वरूप—



चोवीस जिनालयमा प्रतिमानो स्थापन क्रम –

रिसहाई जिणपती सीहदुवारस्स दाहिणदिसाओ ।
ठाविज्ज सिट्टिमग्गे सव्वेहिं जिणालए एव ॥ ५७ ॥

દેહરીઓમા સિંહદ્વાર ( પ્રવેશદ્વાર ) ની જમણી તરફથી અને પ્રથમ દેહરાસરમા પ્રવેશ

કરતા આપણી ડાબી તરફથી અનુક્રમે ઋષભદેવ આદિ જિનેશ્વરની મર્તિઓની સૃષ્ટિમાર્ગથી સ્થાપન કરવી। આ પ્રમાણે સર્વ જિનાલયમા સમજવુ ॥ ૫૭ ॥

चउवीसतित्थमज्झे ज एग मूलनायग हवइ ।
पतीइ तस्स ठाणे सरस्सइ ठवसु निभत ॥ ५८ ॥

ચોવીસ તીર્થંકરોમાથી જેની મર્તિ એક મલનાયક હોય, તે તીર્થંકરની મર્તિ જે દેહરીની પંક્તિમા આવતી હોય તે ઠેકાણે સરસ્વતી દેવીની મર્તિ સ્થાપિત કરવી ॥ ૫૮ ॥

बावन जिनालयनो क्रम—

चउतीस वाम दाहिण नव पुट्टि अट्ठ पुरओ अ देहरय ।
मूलपासाय एग बावण्णाजिनालये एव ॥ ५९ ॥

ચોત્રીશ દેહરીઓ નચવા મુખ્ય પ્રાસાદની ડાબી અને જમણી તરફ, એટલે બન્ને તરફ સત્તર સત્તર દેહરીઓ, નવ દેહરીઓ પાછળના ભાગમા અને આઠ દેહરીઓ આગળ એમ કુલ એકાવન દહેરીઓ અને એક વચમા મુખ્ય પ્રાસાદ મળી કુલ બાવન જિનાલય થાય છે ॥ ૫૯ ॥

बोंतेर जिनालयनो क्रम—

पणतीस पणवीस दाहिणवामेसु पिट्टि इक्कार ।
दह अग्गे नायग इअ बाहत्तरि जिणिंदाल ॥ ६० ॥

વચના મુખ્ય પ્રાસાદની જમણી અને ડાબી તરફ પચીસ પચીસ, પાછળમા અગ્યાર અને આગળના ભાગમા દશ, એ પ્રમાણે એક્યોતેર દેહરીઓ અને એક વચનો મુખ્ય પ્રાસાદ મળી કુલ બોંતેર જિનાલય થાય છે ॥ ૬૦ ॥

शिखरबध लाकडाना प्रासादनु फल—

अग विभूसण सहिय पासाय सिहरवद्ध कट्ठमय ।
नहु गेहे पूइज्जइ न धरिज्जइ किंतु जत्तु वर ॥ ६१ ॥

ઉપ થ અને ભ. આદિ અગનાળુ, તથા તિલક અને તલગ આદિ આભૂષણવાળુ શિખ-

બધ એવુ લાકડાનુ દેહરાસર હોય તે ઘરમા પૂજના લાયક નથી તેમજ ઘરમા રાખવુ પણ ન જોઇએ । પરન્તુ તીર્થયાત્રામા સાથે હોય તો તેને દોષ નથી ।

जत्तु कए पुणु पच्छा ठविज्ज रहसाल अहव सुरभवणे ।
जेण पुणा तस्सरिसो करेइ जिणजत्तवरसघो ॥ ६२ ॥

પણ તીર્થયાત્રાથી પાછા આવીને તે શિખરવાળા લાકડાના દેહરાસરને રથશાળામા અથવા દેવમદિરમા રાખવુ, ફરી ક્યારે તેના જેવો તીર્થયાત્રા સઘ નીકળે ત્યારે કામ આવે ॥ ૬૨ ॥

घर देहरासरनु वर्णन—

गिहदेवालय कीरइ दारुमयविमाणपुप्फय नाम ।
उववीढ पीठ फरिस जहुत्त चउरस तस्सुवरिं ॥ ६३ ॥

પુષ્પક વિમાનના આકારવાળુ લાકડાનુ ઘરદેહરાસર બનાવવુ । જે પ્રમાણે પહેલા ઉપપીઠ, પીઠ અને ફરસ બનાવવાનુ કહેલ છે તે પ્રમાણે બનાવવુ ॥ ૬૩ ॥

चउ थभ चउ दुवार चउ तोरण चउ दिसेहिं छज्जउड ।
पच कणवीरसिहर एग दु ति बारेगसिहर वा ॥ ६४ ॥

ચાર કોણે ચાર થભ, ચારે દિશામા ચાર દ્વાર અને ચાર તોરણ અને ચારે તરફ છજ્જા કરવા । ઉપર કરેણના ફૂલની કળી જેવા પાચ શિખર ( એક મધ્યમા ઘૂમટ અને ચાર કોણે એક એક ઘૂમટી ) બનાવવા । તેમજ એક, બે અથવા ત્રણ દ્વારવાળુ અને એક ઘૂમટવાળુ પણ બનાવી શકાય છે ॥ ૬૪ ॥

अह भित्ति छज्ज उवमा सुरालय आउ सुद्ध कायव्व ।
सम चउरस गब्भे तत्तो अ सवायउ उदएसु ॥ ६५ ॥

ભીત અને છજ્જાવાળુ ઘર દેહરાસર બરાબર શુભ આય આદિ મેળવીનેજ બનાવવુ । ગર્ભ ભાગ સમચોરસ રાખવો । ગર્ભ ભાગથી સવાયુ ઉ ચમા રાખવુ ॥ ૬૫ ॥



सभा मण्डप के छत का भीतरी दृश्य जैन मन्दिर आबू



अनुपम नकशावाला एक गवाक्ष (ताक) जैनमन्दिर (आबू)



नकशीदार स्तम्भ और गवाक्ष का दृश्य जैन मन्दिर (आबू)



गज अश्व नर और हंस थर वाला कणपीठ
तथा रूप वाला मंडोवर का सुन्दर दृश्य
श्री जगत् शरण जी का मंदिर आमेर ( जयपुर )



मनोहर कारिगरी वाला मंडोवर
जैन मन्दिर आबू ।



जगत्शरण जी के मन्दिर का तिमंजला शिखर आमेर (जयपुर)



जगत्शरणजी के मन्दिर में गरुड़ जी का मंडप आमेर (जयपुर)



नरसिंहावतार का मूर्त्ति । जैन मंदिर आबू



जैसलमेर के जैन मन्दिर के सामरण का सुंदर दृश्य

गब्भाओ हवइ छज्जु सवाउ सतिहाउ दिवड्ढु वित्थारे ।
वित्थाराओ सवाओ उदयेण य निग्गमे अद्धो ॥ ६६ ॥

ગર્ભના વિસ્તારથી છજ્જાનો વિસ્તાર સવા ગુણો કરવો, અથવા ગર્ભનો ત્રીજો ભાગ ગર્ભના વિસ્તારમાં મેળવીને તેટલો વિસ્તાર કરવો યા દોઢ ગુણો કરવો। વિસ્તારથી સવાગુણો ઉદયમા અને નિર્ગમમા અરધો કરવો ॥ ૬૬ ॥

छज्जउड थभ तोरण जुअ उवरे मडओवम सिहर ।
आलयमज्झे पडिमा छज्जयमज्झम्मि जलवट्ट ॥ ६७ ॥

છજા, સ્તભ અને તોરણવાળા ઘર દેહરાસરની ઉપર મડપના શિખર જેવુ શિખર કરવુ એટલે મડપના ઉપર જેવો ઘૂમટ હોય છે તેવો ઘૂમટ કરવો પણ કરેણના ફૂલની કળીના આકારવાળુ શિખર કરવુ નહિ। ઘર મન્દિરમા પ્રતિમા રાખવી અને છજામા જલવટ કરવો ॥ ૬૭ ॥

गिहदेवालयसिहरे धयदड नो करिज्जइ कयावि ।
आमलसार कलस कीरइ इअ भणिय सत्थहि ॥ ६८ ॥

ઘર દેહરાસરના ઘૂમટ ઉપર ધ્વજા દડ ક્યારે પણ રાખવો નહિ। પરતુ આમલસારકલશ જ રાખવો એમ શાસ્ત્રોમા કહ્યુ છે ॥ ૬૮ ॥

ग्रन्थकार प्रशस्ति—

सिरि धधकलस कुल-सभवेण चदासुएण फेरेण ।
कन्नाणपुर-ठिएण य निरिविखउ पुव्वसत्थाइ ॥ ६९ ॥

सपरोवगारहेऊ नयण मुणि-राम चद वरिसम्मि ।
विजयदसमीइ रइअ गिहपडिमालक्खणाइण ॥ ७० ॥

इति परमजैनश्रीचन्द्राङ्गज ठक्कुर 'फेरु' विरचिते वास्तुसारे
प्रासादविधिप्रकरण तृतीयम् ।

શ્રીધંધકલશ નામના ઉત્તમ કુલમા ઉત્પન્ન થયેલ શેઠ 'ચદ્ર' નો સુપુત્ર ઠાકુર 'ફેરૂ' એ કર
નાલમા રહીને અને પ્રાચીન શાસ્ત્રોનુ અવલોકન કરીને પોતાના તથા પરના ઉપકારને માટે
વિક્રમ સવત્ ૧૩૭૨ ની સાલમા વિજય દશમીને દિવસે ઘર, પ્રતિમા અને પ્રાસાદના લક્ષણ
વાળો આ વાસ્તુસાર નામનો શિલ્પગ્રંથ રચ્યો છે ॥ ૬૯ ॥ ૭૦ ॥

इति सौराष्ट्रराष्ट्रान्तरगत–पादलिप्तपुरनिवासिना पण्डितभगवानदासाख्य
जैनेनानुवादित गृह बिम्ब प्रासाद प्रकरणत्रययुक्त
वास्तुसारनामक प्रकरण समाप्तम् ।



# परिशिष्ट A

वज्रलेप—

मन्दिर मकान आदि अधिक मजबूत करवाने माटे प्राचीन जमानामां भींत आदिनी उपर जे लेप करवामां आवतो हतो, ते बृहत्संहितामां वज्रलेपना नामथी नीचे प्रमाणे प्रसिद्ध छे—

> आमं तिन्दुकमामं कपित्थकं पुष्पमपि च शाल्मल्याः ।
> बीजानि शल्लकीनां धन्वनवल्को वचा चेति ॥ १ ॥
> एतैः सलिलद्रोणः क्वाथयितव्योऽष्टभागशेषश्च ।
> अवतार्योऽस्य च कल्को द्रव्यैरेतैः समनुयोज्यः ॥ २ ॥
> श्रीवासक-रस-गुग्गुलु-भल्लातक-कुन्दुरूक-सर्जरसैः ।
> अतसी-बिल्वैश्च युतः कल्कोऽयं वज्रलेपाख्यः ॥ ३ ॥

तिन्दुकं तिन्दुकफलं आममपक्वम् । कपित्थकं कपित्थकफलमामेव । शाल्मल्याः शाल्मलिवृक्षस्य च पुष्पम् । शल्लकीनां शल्लकीवृक्षाणां बीजानि । धन्वनवल्को धन्वनवृक्षस्य वल्कस्त्वक् । वचा च, इत्येष प्रकारः । एतैर्द्रव्यैः सह सलिलद्रोणः क्वाथयितव्यः । द्रोणः पलशतद्वयं षट्पञ्चाशदधिकम् । यावदष्टभागावशेषो भवति, द्वात्रिंशत्पलानि अवशिष्यन्त इत्यर्थः । ततोऽष्टभागावशेषोऽवतार्योऽवतारणीयो ग्राह्य इत्यर्थः । अस्य चाष्टभागशेषस्य तद्द्रव्यैर्वक्ष्यमाणैः कल्कश्चूर्णं समनुयोज्यो विधातव्यः । तच्चूर्णसंयुक्तः कार्य इत्यर्थः । कैः इत्याह—श्रीवासकेति श्रीवासकः प्रसिद्धवृक्षनिर्यासः । रसो बोलः, गुग्गुलु प्रसिद्धः, भल्लातकः प्रसिद्ध एव, कुन्दुरुको देवदारुवृक्षनिर्यासः । सर्जरसः सर्जरसवृक्षनिर्यासः । एतैः तथा अतसी प्रसिद्धा । बिल्वं श्रीफलं एतैश्च युतः समवेतः । अयं कल्को वज्रलेपाख्यः, वज्रलेपेत्याख्या नाम यस्य ॥ १ ॥ २ ॥ ३ ॥

કાચાં ટીંબરુ, કાચાં કોઠાં, શીમળાનાં ફૂલ, સાલેડા (સાલેઈ વૃક્ષ)ના બીજ, ધામણ વૃક્ષની છાલ અને ઘોડાવજ એ બધાંના સરખે વજન પ્રમાણે લઈ, પછી તેને એક દ્રોણ અર્થાત્ ૨૫૬ પલ = ૧૦૨૪ તોલા પાણીમાં નાખીને ઉકાળો કરવો. જ્યારે પાણી આઠમો ભાગ રહે, ત્યારે નીચે ઉતારી તેમાં શ્રીવાસનો ગુંદ (ગંધાબિરોજો) હીરાબોળ, ગુગળ, ભીલામા, દેવદારનો ગુંદ (કુંદરુ) રાળ, અળશી અને બીલી એ બધાંનું ચૂર્ણ નાખવું જેથી વજ્રલેપ તૈયાર થાય છે.

प्रासादहर्म्यवलभी लिङ्गप्रतिमासु कुड्यकूपेषु।
सन्तप्तो दातव्यो वर्षसहस्रायुतस्थायी ॥ ४ ॥

प्रासादो देवप्रासाद । हर्म्यम् । वलमी वातायनम् । लिङ्ग शिवलिङ्गम् । प्रतिमार्चा । एतासु तथा कुड्येषु भित्तिषु । कूपेषूदकोद्वारेषु । सन्तप्तोऽत्युष्णो दातव्यो देय । वर्षसहस्रायुतस्थायी भवति । वर्षाणा सहस्रायुत वर्षकोटि तिष्ठतीत्यर्थ ॥ ४ ॥

ઉપર પ્રમાણે કહેલ વજ્રલેપ દેવમંદિર, મકાન, ઝરોખા, શિવલિંગ, પ્રતિમા [ મૂર્તિ ], ભીત અને કુવા વિગેરે ઠેકાણે ઘણો ગરમ ગરમ લગાવે તો તે મકાન આદિની સ્થિતિ કરોડ વર્ષની થાય।

अन्य प्रकारे वज्रलेप—

लाक्षाकुन्दुरुगुग्गुलु-गृहधूमकपित्थबिल्वमध्यानि ।
नागनिम्बतिन्दुकमदनफलमधुकमञ्जिष्ठा ॥ ५ ॥
सर्जरससामलकानि चेति कल्क कृतो द्वितीयोऽयम् ।
वज्राख्य प्रथमगुणैरयमपि तेष्वेव कार्येषु ॥ ६ ॥

लाक्षा प्रसिद्धा वृक्षनिर्यास । कुन्दुरुर्देवदारुवृक्षनिर्यास । गुग्गुलु प्रसिद्ध । गृहधूमोऽगारधूम श्यामेति प्रसिद्ध । कपित्थ कपित्थवृक्षफलम् । बिल्वमध्यम् । एतानि । तथा नागफलम् । निम्ब प्रसिद्ध तिन्दुक तिन्दुकफलम् । केचिन्नागबलाफलतिन्दुकमदनफलेति पठन्ति । नागबलाफलम् । तिन्दुकफल मदनफल मधुकफल मञ्जिष्ठा प्रसिद्धा । सर्जरस सर्जवृक्षनिर्यास । रसो बोल । आमलक धात्रीफलम् । एतानि च । इत्येव प्रकारो द्वितीय कल्क कृतो वज्राख्यो वज्रलेपसञ्ज्ञ । प्रथमगुणै पूर्वोक्तैर्गुणैरेतै सलिलद्रोण क्वाथयित व्योऽष्टभागशेषश्चेति तथा सन्तप्तो दातव्य इति । अयमपि वज्रलेपस्तष्वेव प्रागुक्तेषु कार्येषु प्रासादादिषु । स च वर्षसहस्रायुत स्थायी भवति ॥ ५ ॥ ६ ॥

લાખ, દેવદારૂનો ગુંદ [ કુંદરૂ ], ગુગળ, શ્યામા [ હગદર ] કોઠા, બીલીફળ, નાગબલા, લીંબડો, ટાબરૂના ફળ, મીંઢળ, જેઠીમધ, મજીઠ, રાળ, હીરાબોળ, અને આમળા એ સૌ ઘોનો ઉકાળો કરી આઠમો ભાગ પાણી રહે ત્યારે ઉતારી ગરમાગરમ મકાન આદિની ભીતો ઉપર લેપ કરવાથી તે મકાનની કરોડો વર્ષની સ્થિતિ થાય ॥ ૫ ॥ ૬ ॥

# चौबीस तीर्थंकरों के अनुक्रमसे लाछन–



# परिशिष्ट B

## जिनेश्वरदेव अने तेमना शासनदेवोनु स्वरूप ।

प्रथम आदिनाथ तीर्थंकर, गोमुखयक्ष अने चक्रेश्वरी यक्षिणीनु स्वरूप—

तत्राद्य कनकावदातवृषलाञ्छनमुत्तराषाढाजात धनूराशिं चेति । तथा तत्तीर्थोत्पन्नगोमुखयक्ष हेमवर्णं गजवाहन चतुर्भुज वरदाक्षसूत्रयुतदक्षिणपाणिं मातुलिङ्गपाशान्वितवामपाणिं चेति । तथा तस्मिन्नेव तीर्थे समुत्पन्नामप्रतिचक्राभिधाना यक्षिणीं हेमवर्णां गरुडवाहनामष्टभुजा वरदबाणचक्रपाशयुक्तदक्षिणकरा धनुर्वज्रचक्राङ्कुशवामहस्ता चेति ॥ १ ॥

પ્રથમ ' શ્રી આદિનાથ ' [ ઋષભદેવ ] નામના તીર્થંકરનો વર્ણ સુવર્ણની કાંતિ જેવો છે, તેમને વૃષભ [ બળદ ] નુ ચિહ્ન છે, તથા તેમનુ જન્મ નક્ષત્ર ઉત્તરાષાઢા અને ધનરાશિ છે

તેમના શાસનમા ' ગોમુખ નામનો યક્ષ છે, તે સુવર્ણની કાંતિવાળો, * હાથીની સવારી કરનારાળો અને ચાર ભુજાવાળો છે તેના જમણી બે ભુજાઓમા વરદાન અને માળા, ડાબા બે હાથોમા બીજોરૂ અને પાશ ( ફાંસી ) છે

તેમનાજ શાસનમા ' અપ્રતિચક્રા ' ( ચક્રેશ્વરી ) નામની યક્ષિણી છે, તે સુવર્ણની કાંતિ વાળી, ગરૂડની સવારી કરનારાળી અને + આઠ ભુજાવાળી છે, તે જમણી ચાર ભુજાઓમા વરદાન, બાણ, ફાંસી અને ચક્રને, તથા ડાબી ચાર ભુજાઓમા ધનુષ્ય, વજ્ર, ચક્ર અને અંકુશ ને ધારણ કરે છે ।

૨–અજિતનાથ તીર્થંકર, મહાયક્ષ અને અજિતા યક્ષિણીનુ સ્વરૂપ—

द्वितीयमजितस्वामिन हेमाभ गजलाञ्छन रोहिणीजात वृषराशिं चेति । तथा तत्तीर्थोत्पन्न महायक्षाभिधान यक्षेश्वर चतुर्मुख श्यामवर्णं मातङ्गवाहनमष्टपाणिं वरदमुद्गराक्षसूत्रपाशान्वितदक्षिणपाणिं बीजपूरकाभयाङ्कुशशक्तियुक्तवामपाणिपल्लव चेति । तथा तस्मिन्नेव

---

* આચારદિનકરમા હાથી અને બળદ એ બે સવારી કરનાર માનેલ છે ।

+ રૂપમંડનમા બાર ભુજાવાળી પણ લખેલ છે બાર ભુજાવાળીના ઉપરના આઠ હાથોમા ચક્ર બે હાથમા વજ્ર એક હાથમા બીજોરૂ અને એક હાથમા અભય છે । સિદ્ધાચલ આદિ કઈ એક તીર્થમા ચાર ભુજાવાળી અને સિંહની સવારીવાળી જોવામા આવે છે । ચાર ભુજાવાળીના ઉપરના બન્ને હાથમા ચક્ર અને નીચેના એક હાથમા બીજોરૂ અને એક હાથમા અભય છે ।

तीर्थ समुत्पन्नामजिताभिधाना यक्षिणी गौरवर्णा लोहासनाधिरूढा चतुर्भुजा वरदपाशाधिष्ठि तदक्षिणकरा बीजपूरकाङ्कुशयुक्तवामकरा चेति ॥ २ ॥

બીજા 'અજિતનાથ' નામના તીર્થંકર છે, તેમના શરીરનો વર્ણ સુવર્ણ રંગનો છે, તેમને હાથીનું ચિહ્ન છે, રોહિણી નક્ષત્રમાં જન્મ અને વૃષરાશિ છે।

તેમના શાસનમાં 'મહાયક્ષ' નામનો યક્ષ છે, તે ચાર મુખવાળો, કૃષ્ણ વર્ણવાળો, હાથી* ની સવારી કરનારો અને આઠ ભુજાવાળો છે, તે જમણી ચાર ભુજાઓમાં વરદાન, મુદ્ગર, માળા અને ફાસીને ધારણ કરે છે, તથા ડાબી ચાર ભુજાઓમાં બીજોરું, અભય, અંકુશ અને શક્તિને ધારણ કરે છે।

તેમનાજ શાસનમાં 'અજિતા' (અજિતબલા) નામની યક્ષિણી છે, તે ગૌર વર્ણવાળી, + લોહાસન પર બેઠેલી અને ચાર ભુજાવાળી છે। તે જમણી બે ભુજાઓમાં વરદાન અને ફાસી ને, ડાબી બે ભુજાઓમાં બીજોરું અને અંકુશને ધારણ કરે છે।

३-सभवनाथ तीर्थंकर, त्रिमुखयक्ष अने दुरितारि यक्षिणीनु स्वरूप—

तथा तृतीयं सम्भवनाथं हेमाभं अश्वलाञ्छनं मृगशिरजातं मिथुनराशिं चेति । तस्मिंस्तीर्थे समुत्पन्नं त्रिमुखयक्षेश्वरं त्रिमुखं त्रिनेत्रं श्यामवर्णं मयूरवाहनं षड्भुजं नकुलगदाभययुक्तदक्षिणपाणिं मातुलिङ्गनागाक्षसूत्रान्वितवामहस्तं चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्ना दुरितारिदेवी गौरवर्णा मेषवाहना चतुर्भुजा वरदाक्षसूत्रयुक्तदक्षिणकरा फलाभयान्वितवामकरा चेति ॥ ३ ॥

ત્રીજા 'સંભવનાથ' નામના તીર્થંકર છે, તે સુવર્ણવર્ણવાળા અને ઘોડાના ચિહ્નવાળા છે, તેમનું જન્મનક્ષત્ર મૃગશિર અને મિથુનરાશિ છે।

તેમના તીર્થમાં 'ત્રિમુખ' નામનો યક્ષ છે, તેને ત્રણ મુખ તથા ત્રણ નેત્રવાળા છે તે શરીરે કૃષ્ણ રંગનો મોરની સવારી કરનારો અને છ ભુજાવાળો છે જમણી ત્રણ ભુજાઓમાં નોળીઓ ગદા અને અભયને, ડાબી ત્રણ × ભુજાઓમાં બીજોરું સાપ અને માળાને ધારણ કરે છે।

---

* સાગરચંદ્રસૂરિકૃત મંત્રાધિરાજકલ્પમાં [ ...વનો ] એવો પાઠ સટીકવનની બનાવી અશુદ્ધ છપાવેલ છે ... ઠેકાણે [ ગજેન્દ્રવહનો ] જોઇએ।

+ આચારદિનકરમાં ગાયની સવારી કરનારી કહી છે। દે... સૂરતમાં ચતુર્વિંશતિ જિનાનંદ સ્તુતિ સચિત્ર છાપેલ છે તેમાં બકરાનું વાહન આપ્યું છે તે અશુદ્ધ લાગે છે।

× મીસ્ત્રીજીએ બૃહત્‌શિલ્પશાસ્ત્ર ભાગ ૨ માં ડાબા હાથના શસ્ત્રો અશુદ્ધ લખેલા છે।

તેમનાજ તીર્થમા ' દુરિતારિ ' નામની યક્ષિણી છે, તે ગૌર વર્ણવાળી, ઘેટાની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે, જમણી બે ભુજાઓમા વરદાન અને માળાને, ડાબી બે ભુજાઓમા + ફળ અને અભયને ધારણ કરે છે।

४-अभिनन्दन तीर्थंकर, ईश्वरयक्ष अने कालिका देवीनु स्वरूप—

तथा चतुर्थमभिनन्दनजिन कनकद्युति कपिलाञ्छन श्रवणोत्पन्न मकरराशि चेति। तत्तीर्थोत्पन्नमीश्वरयक्ष श्यामवर्ण गजवाहन चतुर्भुज मातुलिगाक्षसूत्र-युतदक्षिणपाणि नकुलाङ्कुशान्वितवामपाणि चेति। तस्मिन्नैव तीर्थ समुत्पन्ना कालिकादेवीं श्यामवर्णां पद्मासना चतुर्भुजा वरदपाशाधिष्ठितदक्षिणभुजा नागाङ्कुशान्वितवामकरा चेति ॥ ४ ॥

ચોથા ' અભિનન્દન ' નામના તીર્થંકર છે, તે સુવર્ણવર્ણવાળા અને વાનરાના ચિન્હવાળા છે, તેમનુ જન્મનક્ષત્ર શ્રવણ અને મકર રાશિ છે।

તેમના શાસનમા ' ઈશ્વર ' નામનો યક્ષ છે, તે શ્યામવર્ણનો હાથીની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે તે જમણી બે ભુજાઓમા બીજોરૂ અને માળાને, ડાબી બે ભુજાઓમા નોળીઓ અને અંકુશને ધારણ કરે છે।

તેમના શાસનમા ' કાલિકા ' નામની યક્ષિણી છે, તે શ્યામવર્ણની કમળ ઉપર બેઠેલી અને ચાર ભુજાવાળી છે, જમણી બે ભુજાઓમા વરદાન અને પાશને, ડાબી બે ભુજાઓમા નાગ અને અંકુશને ધારણ કરે છે।

५-सुमतिनाथ तीर्थंकर, तुम्बरुयक्ष अने महाकाली देवीनु स्वरूप—

तथा पञ्चम सुमतिजिन हेमवर्णं क्रौञ्चलाञ्छन मघोत्पन्न सिंहराशिं चेति। तत्तीर्थोत्पन्न तुम्बरुयक्ष श्वेतवर्ण गरुडवाहन चतुर्भुज वरदशक्तियुतदक्षिणपाणि नागपाश ( गदा ) युक्त वामहस्त चेति। तस्मिन्नेव तीर्थे समुत्पन्ना महाकालीं देवीं सुवर्णवर्णा पद्मवाहना चतुर्भुजा वरदपाशाधिष्ठितदक्षिणकरा मातुलिङ्गाङ्कुशयुक्तवामभुजा चेति ॥ ५ ॥

---

* દેવતામૂર્તિપ્રકરણમા ગાયનુ વાહન લખ્યુ છે તથા આચારદિનકરમા પણ મોરનુ વાહન લખ્યુ છે।

+ નિર્વાણકલિકામા [ બિમ્બ ] સરલ લખ્યુ છે। રૂપમંડનમા ચતુર્વિંશતિજિનસ્તુતિ સચિત્રમા બન્ને ઠેકાણે ઢાલ [ ઢાન ] આપી છે તે અશુદ્ધ છે। કેમકે ઘણે ઠેકાણે દેવતાના આવે છે કે એક હાથમા તલવાર હોય તો બીજા હાથમા ઢાલ હોય છે પરંતુ તલવાર ન હોય તો ઢાલ પણ હોતી નથી. ઢાલનો સંભવ તલવાર ની સાથે છે આ પ્રમાણે કહી દેખાડેલ ભેદ કરી છે।

પાચમા ' સુમતિનાથ ' નામના તીર્થંકર છે, તે સુવર્ણવર્ણના અને ક્રૌંચ પક્ષીના ચિહ્નવાળા છે તેમનું જન્મનક્ષત્ર મઘા અને સિંહ રાશિ છે।

તેમના તીર્થમા ' તુમ્બરૂ ' નામનો યક્ષ છે, તે સફેદ વર્ણનો, ગરૂડની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે। જમણી બે ભુજાઓમા વરદાન અને શક્તિને, * ડાબી બે ભુજાઓમા નાગપાશ અને ( ગદા ) ને ધારણ કરે છે।

તેમના તીર્થમા ' મહાકાલી ' નામની યક્ષિણી છે, તે સુવર્ણવર્ણવાળી, કમલના વાહનવાળી અને ચાર ભુજાવાળી છે, જમણી બે ભુજાઓમા વરદાન અને પાશને, ડાબી બે ભુજાઓમા બીજોરૂ અને અંકુશને ધારણ કરે છે।

६-पद्मप्रभ तीर्थंकर, कुसुमयक्ष अने श्यामादेवीनु स्वरूप—

**तथा षष्ठं पद्मप्रभं रक्तवर्णं कमललाञ्छनं चित्रानक्षत्रजातं कन्याराशिं चेति। तत्तीर्थोत्पन्नं कुसुमं यक्षं नीलवर्णं कुरङ्गवाहनं चतुर्भुजं फलाभययुक्तदक्षिणपाणिं नकुलाक्षसूत्रयुक्तवामपाणिं चेति। तस्मिन्नेव तीर्थे समुत्पन्नामच्युतां देवीं श्यामवर्णां नरवाहनां चतुर्भुजां वरदबाणान्वितदक्षिणकरां कार्मुकाभययुतवामहस्तां चेति ॥ ६ ॥**

છઠા ' પદ્મપ્રભ ' નામના તીર્થંકર છે, તે લાલવર્ણના અને કમળના ચિહ્નવાળા છે, તેમનું જન્મનક્ષત્ર ચિત્રા અને કન્યારાશિ છે।

તેમના તીર્થમા ' કુસુમ ' નામનો યક્ષ છે, તે નીલાવર્ણનો, હરિણની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે, જમણી બે ભુજાઓમા +ફળ અને અભયને, ડાબી બે ભુજાઓમા નોળીઓ અને માળાને ધારણ કરે છે।

તેમના તીર્થમા ' અચ્યુતા ' ( શ્યામા ) નામની યક્ષિણી છે તે કૃષ્ણવર્ણવાળી, પુરૂષની સવારી કરનારી અને × ચાર ભુજાવાળી છે જમણી બે ભુજાઓમા વરદાન અને બાણને, ડાબી બે ભુજાઓમા ધનુષ અને અભયને ધારણ કરે છે।

---

* પ્રવચનસારોદ્ધાર આચારદિનકર ત્રિષષ્ઠિચરિત્ર મન્ત્રાધિરાજકલ્પ અને દેવતામૂર્તિપ્રકરણમા ડાબા બે હાથમા નાગપાશ અને ગદાને ધારણ કરનાર લખેલ છે।

\+ દે. લા. ફંડ સૂરતમા છપાયેલ ચતુર્વિંશતિજિનસ્તુતિમા ફલને ઠેકાણે દાન રાખી છે તે અશુદ્ધ છે।

× આચારદિનકર અને ચતુર્વિંશતિચરિત્રમા જમણી બે ભુજાઓમા વરદાન અને પાશ તથા ડાબી બે ભુજાઓમા અંકુશ અને બીજોરૂ ધારણ કરે છે તેમ લખ્યુ છે।

## १ आदिनाथ (ऋषभदेव) के शासनदेव और देवी–







## २ अजितनाथ के शासनदेव और देवी–






## ३ सभवनाथ के शासनदेव और देवी–







## ४ अभिनंदनजिन के शासनदेव और देवी–






## ५ सुमतिनाथ के शासनदेव और देवी–







## ६ पद्मप्रभजिन के शासनदेव और देवी–






## ७ सुपार्श्वजिन के शासनदेव और देवी–







## ८ चन्द्रप्रभुजिन के शासनदेव और देवी–






७—सुपार्श्वनाथ तीर्थंकर, मातगयक्ष अने शान्तादेवीनु स्वरूप—

तथा सप्तम सुपार्श्वं हेमवर्णं स्वस्तिकलाञ्छनं विशाखोत्पन्नं तुलाराशि चेति। तत्तीर्थोत्पन्नं मातगयक्षं नीलवर्णं गजवाहनं चतुर्भुजं बिल्वपाशयुक्तदक्षिणपाणिं नकुलकाङ्कुशान्वितवामपाणिं चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्ना शान्तादेवीं सुवर्णवर्णां गजवाहना चतुर्भुजा वरदाक्षसूत्रयुक्तदक्षिणकरा शूलाभययुतवामहस्ता चेति ॥ ७ ॥

સાતમા 'સુપાર્શ્વજિન' નામના તીર્થંકર છે, તે સુવર્ણ વર્ણવાળા અને સ્વસ્તિકના લાંછનવાળા છે, તેમનુ જન્મનક્ષત્ર વિશાખા અને તુલારાશિ છે।

તેમના શાસનમા 'માતંગ' નામનો યક્ષ છે, તે નીલવર્ણનો હાથીની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે, જમણી બે ભુજાઓમા બીલીફળ અને પાશ (ફાંસી) ને, ડાબી બે ભુજાઓમા નોળીઓ અને અંકુશને ધારણ કરે છે।

તેમના શાસનમા 'શાંતા' નામની યક્ષિણી છે, તે સુવર્ણવર્ણવાળી, હાથીની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે, જમણી બે ભુજાઓમા વરદાન અને માળાને, * ડાબી બે ભુજાઓમા શૂળી અને અભયને ધારણ કરનારી છે।

८—चन्द्रप्रभतीर्थंकर, विजययक्ष अने भ्रकुटीदेवीनु स्वरूप—

तथाष्टमं चन्द्रप्रभजिनं धवलवर्णं चन्द्रलाञ्छनमनुराधोत्पन्नं वृश्चिकराशिं चेति । तत्तीर्थोत्पन्नं विजययक्षं हरितवर्णं त्रिनेत्रं हंसवाहनं द्विभुजं दक्षिणहस्ते चक्रं वामे मुद्गरमिति । तस्मिन्नेव तीर्थे समुत्पन्ना भ्रकुटिदेवीं पीतवर्णां वराह (वरालक ?) वाहना चतुर्भुजा खड्गमुद्गरान्वितदक्षिणभुजा फलकपरशुयुतवामहस्ता चेति ॥ ८ ॥

આઠમા 'ચંદ્રપ્રભજિન' નામના તીર્થંકર છે, તે સફેદ વર્ણના અને ચંદ્રમાના લાંછનવાળા છે। તેમનુ જન્મનક્ષત્ર અનુરાધા અને વૃશ્ચિકરાશિ છે।

તેમના શાસનમા 'વિજય' નામનો યક્ષ છે, તે લીલાવર્ણનો, ત્રણ નેત્રવાળો, હંસની સવારી કરનારો અને બે ભુજાવાળો છે, તે જમણી ભુજામા × ચક્ર અને ડાબા હાથમા મુદ્ગરને ધારણ કરે છે।

*—આચારદિનકરમાં ... ડાબા હાથમા પાશ અને અંકુશ લખેલ છે।

×—ચતુર્વિંશતિજિન ચરિત્રમા ... ચાર ... જણાવે છે।

તેમના તીર્થમા 'ભ્રકુટી' (જવાલા) નામની દેવી છે, તે પીલાવર્ણની, * મુઅર (ગ્રાસ) ની સવારી કરનારી, અને ચાર ભુજાવાળી છે, જમણી બે ભુજાઓમા તરવાર અને મુદ્‌ગરને તથા ડાબા બે હાથોમા ઢાલ અને ફરસીને ધારણ કરે છે।

९—सुविधिनाथ तीर्थंकर, अजितयक्ष अने सुतारका देवीनु स्वरूप—

**तथा नवम सुविधिजिन धवलवर्णं मकरलाञ्छन मूलनक्षत्रजात धनूराशिं चेति । तत्तीर्थोत्पन्नमजितयक्षं श्वेतवर्णं कूर्मवाहनं चतुर्भुजं मातुलिंगाक्षसूत्रयुक्त दक्षिणपाणिं नकुलकुन्तान्वितवामपाणिं चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्ना सुतारादेवीं गौरवर्णां वृषवाहनां चतुर्भुजां वरदाक्षसूत्रयुक्तदक्षिणभुजां कलशाङ्कुशान्वितवामपाणिं चेति ॥ ९ ॥**

નવમા 'સુવિધિનાથ' નામના તીર્થંકર છે, તેમના શરીરનો વર્ણ સફેદ રંગનો છે, તથા મઘરનુ લાછન, જન્મનક્ષત્ર મૂલ અને ધનરાશિ છે।

તેમના તીર્થમા 'અજિત' નામનો યક્ષ છે, તે સફેદ રંગનો, કાચબાની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે, તે જમણા બે હાથોમા બીજોરૂ અને × માલાને તથા ડાબા બે હાથોમા નોળીઓ અને ભાલાને ધારણ કરે છે।

તેમના તીર્થમા 'સુતારા' નામની યક્ષિણી છે, તે ગૌરવર્ણની વૃષભ (બલદ) ની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે, તેના જમણા બે હાથોમા વરદાન અને માળા છે, ડાબા બે હાથોમા કલશ અને અંકુશ છે।

१०—शीतलनाथ तीर्थंकर ब्रह्मयक्ष अने अशोकादेवीनु स्वरूप—

**तथा दशम शीतलनाथ हेमाभं श्रीवत्सलाञ्छनं पूर्वाषाढोत्पन्नं धनूराशिं चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्नं ब्रह्मयक्षं चतुर्मुखं त्रिनेत्रं धवलवर्णं पद्मासनमष्टभुजं मातुलिंगमुद्गरपाशाभययुक्तदक्षिणपाणिं नकुलगदाङ्कुशाक्षसूत्रान्वितवामपाणिं चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्नामशोकां देवीं मुद्गवर्णां पद्मवाहनां चतुर्भुजां वरदपाशयुक्तदक्षिणकरां फलाङ्कुशयुक्तवामकरां चेति ॥ १० ॥**

*—પ્રવચનસારોદ્ધાર ત્રિષષ્ટિચરિત્ર આચારદિનકર આદિમા વરાહ (ગ્રાસ) ની સવારી લખી છે દેવતામૂર્તિ પ્રકરણમા સિંહની સવારી લખી છે અને ચતુર્વિંશતિજિન ચરિત્રમા હંસની સવારી લખી છે।

×—મંત્રાધિરાજકલ્પમા અભય જણાવે છે।

દશમા ' શીતલનાથ ' નામના તીર્થંકર છે, તે સુવર્ણવર્ણવાળા અને શ્રીવત્સના ચિહ્નવાળા છે, તેમનુ જ મનક્ષત્ર પૂર્વાષાઢા અને ધનુરાશિ છે ।

તેમના તીર્થમા ' બ્રહ્મયક્ષ ' નામનો યક્ષ છે, તે ચાર ભુજાવાળો, પ્રત્યેક મુખ ત્રણ ત્રણ નેત્ર વાળા, શરીરે સફેદ વર્ણનો, કમળના આસનવાળો અને આઠ ભુજાવાળો છે । તેના જમણા ચાર હાથોમા બીજોરૂ મુદ્ગર, પાશ ( ફાસી ) અને અભય છે, ડાબા ચાર હાથોમા નોળીઓ, ગદા, અકુશ અને માળા છે ।

તેમના તીર્થ મા ' અશોકા ' નામની યક્ષિણી છે, તે મગના વર્ણવાળી, કમળના આસન વાળી અને ચાર હાથવાળી છે, તેના જમણા બે હાથમા વરદાન અને ફાસી છે ડાબા બે હાથમા * ફળ અને અકુશ છે ॥ ૧૦ ॥

११—श्रेयासनाथ तीर्थंकर, इश्वरयक्ष अने मानवीदेवीनु स्वरूप—

तथैकादश श्रेयास हेमवर्ण गण्डकलाञ्छन श्रवणोत्पन्न मकरराशि चेति । तत्तीर्थोत्पन्नमीश्वरयक्ष धवलवर्ण त्रिनेत्र वृषभवाहन चतुर्भुज मातुलिंगगदान्वि तदक्षिणपाणि नकुलाक्षसूत्रयुक्तवामपाणिं चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्ना मानवीं देवीं गौरवर्णां सिंहवाहना चतुर्भुजा वरदमुद्गरान्वितदक्षिणपाणिं कल-शाङ्कुशयुक्तवामकरा चेति ॥ ११ ॥

અગિયારમા ' શ્રેયાસનાથ ' નામના તીર્થંકર છે, તે સુવર્ણ વર્ણવાળા અને ખડ્ગીના લાછન વાળા છે । તેમનુ જ મનક્ષત્ર શ્રવણ અને મકરરાશિ છે ।

તેમના તીર્થમા ' ઈશ્વર ' નામનો યક્ષ છે, તે સફેદ વર્ણનો, ત્રણ નેત્રવાળો, બળદની સવારી કરનારો અને ચાર હાથવાળો છે । તેના જમણા બે હાથોમા બીજોરૂ અને ગદા છે, તથા × ડાબા બે હાથોમા નોળીઓ અને માળા છે ।

તેમના તીર્થમા ' માનવી ' ( શ્રીવત્સા ) નામની દેવી છે, તે ગૌરવર્ણવાળી, સિંહની સવારી કરનારી અને + ચાર ભુજાવાળી છે । તેના જમણા બે હાથમા વરદાન અને મુદ્ગર છે, તથા ડાબા બે હાથમા કળશ અને અકુશ છે ।

---

*— દેવ લા ક સુરતમા છપાયલ ચ જિ સ્તુ મા ઢાલ આપીછે તે અશુદ્ધ છે ।

×—દેવતામૂર્તિ પ્રકરણમા ડાબા હાથમા અકુશ અને કમલ લખે છે ।

+—દે મ પ્ર મા ચારે હાથમા અનુક્રમે અકુશ વરદાન નોળીઓ અને મુદ્ગર લખે છે । ત્રિષષ્ટિચરિત્રમા ડાબા હાથમા કુલિશ અને અ કુશ લખે છે ।

१२—वासुपूज्य तीर्थंकर कुमारयक्ष अने प्रचंडादेवीनु स्वरूप—

**तथा द्वादश वासुपूज्य रक्तवर्णं महिषलाञ्छन शतभिषजि जात कुम्भराशिं चेति । तत्तीर्थोत्पन्न कुमारयक्ष श्वेतवर्णं हंसवाहन चतुर्भुज मातुलिंगबाणान्वित दक्षिणपाणिं नकुलकधनुर्युक्तवामपाणिं चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्ना प्रचण्डा देवीं श्यामवर्णां अश्ववाहना चतुर्भुजा वरदशक्तियुक्तदक्षिणकरा पुष्पगदायुक्त वामपाणिं चेति ॥ १२ ॥**

વાસુપૂજ્ય નામના બારમા તીર્થંકર છે, તે લાલવર્ણવાળા અને પાડાના ચિહ્નવાળા છે, તેમનુ જન્મનક્ષત્ર શતભિષા અને કુંભરાશિ છે।

તેમના તીર્થમા 'કુમાર' નામનો યક્ષ છે, તે સફેદ વર્ણવાળો, હંસની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે। તેના જમણા બે હાથમા બીજોરૂ અને બાણ છે। તથા ડાબા બે હાથમા નોળીઓ અને ધનુષ છે।

તેમના તીર્થમા 'પ્રચંડા' (પ્રવરા) નામની દેવી છે, તે કૃષ્ણવર્ણવાળી, ઘોડાની સવારી કરનારી અને ચાર હાથવાળી છે। તેના જમણા બે હાથમા વરદાન અને શક્તિ છે। તથા ડાબા બે હાથમા ફૂલ અને ગદા છે।

१३—विमलनाथ तीर्थंकर, षण्मुखयक्ष अने विदितादेवीनु स्वरूप—

**तथा त्रयोदश विमलनाथ कनकवर्णं वराहलाञ्छनमुत्तरभाद्रपदाजात मीन राशिं चेति । तत्तीर्थोत्पन्न षण्मुख यक्ष श्वेतवर्णं शिखिवाहन द्वादशभुज फल चक्रबाणखड्गपाशाक्षसूत्रयुक्तदक्षिणपाणिं नकुलचक्रधनु फलकाङ्कुशाभययुक्तवा मपाणिं चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्ना विदिता देवीं हरितालवर्णां पद्मारूढा चतुर्भुजा बाणपाशयुक्तदक्षिणपाणिं धनुर्नागयुक्तवामपाणिं चेति ॥ १३ ॥**

વિમલનાથ નામના તેરમા તીર્થંકર છે, તે સુવર્ણવર્ણવાળા અને સૂઅરના લાંછનવાળા છે, તેમનુ જન્મનક્ષત્ર ઉત્તરાભાદ્રપદ અને મીનરાશિ છે।

તેમના તીર્થમા 'ષણ્મુખ' નામનો યક્ષ નામ પ્રમાણે છ મુખવાળો છે, તે સફેદ વર્ણવાળો, મોરની સવારી કરનારો અને બાર હાથવાળો છે, તે જમણા છ હાથોમા ફળ, ચક્ર, * બાણ, તરવાર,

*—મંત્રાધિરાજકલ્પમા શક્તિ લખે છે તે યુક્ત નથી। તેમ ... સુરતમા છપાએલી ... મા ફલને ઠેકાણે ઢાલ આપી છે તે પણ અશુદ્ધ છે।

## ९ सुविधिजिन के शासनदेव और देवी–







## १० शीतलजिन के शासनदेव और देवी–






## ११ श्रेयांसजिन के शासनदेव और देवी–







## १२ वासुपूज्यजिन के शासनदेव और देवी–






## १३ विमलनाथ के शासनदेव और देवी–







## १४ अनन्तनाथ के शासनदेव और देवी–






## १५ धमनाथ के शासनदेव और देवी–



१५ किन्नर यक्ष



१५ कदर्पा (पन्नगा) देवी

## १६ शान्तिनाथ के शासनदेव और देवी–



१६ गरुड़ यक्ष



१६ निर्वाणी देवी

ફાસી અને માળા ને, તથા ડબા છ હાથોમા નોળીઓ, ચક્ર, ધનુષ, ઢાલ, અંકુશ અને અભયને ધારણ કરે છે।

તેમના તીર્થમા 'વિદિતા' (વિજયા) નામની દેવી છે, તે હરતાલના વર્ણવાળી, કમળના આસનવાળી અને ચાર હાથવાળી છે, તે જમણા બે હાથમા બાણ અને ફાસી ને, તથા ડાબા બે હાથમા ધનુષ અને સાપને ધારણ કરે છે।

१४—अनन्तनाथ तीर्थंकर, पातालयक्ष अने अकुशादेवीनु स्वरूप—

तथा चतुर्दशमनन्त जिन हेमवर्णं श्येनलाञ्छन स्वातिनक्षत्रोत्पन्न तुलाराशि चेति। तत्तीर्थोत्पन्न पातालयक्ष त्रिमुख रक्तवर्ण मकरवाहन षड्भुज पद्मखङ्ग पाशयुक्तदक्षिणपाणिं नकुलफलकाक्षसूत्रयुक्तवामपाणिं चेति। तस्मिन्नेव तीर्थे समुत्पन्नामकुशा देवीं गौरवर्णां पद्मवाहना चतुर्भुजा खङ्गपाशयुक्तदक्षिणकरा चर्मफलकाकुशयुतवामहस्ता चेति ॥ १४ ॥

અનતનાથ નામના ચૌદમા તીર્થંકર છે, તે સુવર્ણવર્ણવાળા અને શ્યેન (બાજ) પક્ષીના લાછનવાળા છે, તેમનુ જન્મનક્ષત્ર સ્વાતિ અને તુલા રાશિ છે।

તેમના તીર્થમા 'પાતાલ' નામનો યક્ષ છે તે ત્રણ* મુખવાળો, લાલ વર્ણવાળો, મગરની સવારી કરનારો અને છ ભુજાવાળો છે, તે જમણા ત્રણ હાથમા કમલ, તરવાર અને ફાસીને, તથા ડાબા ત્રણ હાથમા નોળીઓ, ઢાલ અને માળાને ધારણ કરે છે।

તેમના તીર્થમા 'અકુશા' નામની દેવી છે, તે ગૌરવર્ણવાળી, કમલના આસનવાળી અને ચાર ભુજાવાળી છે, તેના જમણા બે હાથમા તરવાર અને ફાસી છે, તથા ડાબા બે હાથમા ઢાલ અને અકુશ છે।

१५—धर्मनाथ तीर्थंकर, किन्नर यक्ष अने कदर्पादेवीनु स्वरूप—

तथा पञ्चदश धर्मजिन कनकवर्णं वज्रलाञ्छन पुष्योत्पन्न कर्कराशिं चेति। तत्तीर्थोत्पन्न किन्नरयक्ष त्रिमुख रक्तवर्ण कूर्मवाहन षड्भुज बीजपूरकगदाभययुक्त-दक्षिणपाणि नकुलपद्माक्षमालायुक्तवामपाणिं चेति। तस्मिन्नेव तीर्थे समुत्पन्ना कन्दर्पां देवीं गौरवर्णां मत्स्यवाहना चतुर्भुजामुत्पलाकुशयुक्तदक्षिणकरा पद्माभय-युक्तवामहस्ता चेति ॥ १५ ॥

*—મન્ત્રાધિરાજકલ્પમા ત્રણમુખ ત્રણ ત્રણ નેત્રવાળા અને કમલના આસનવાળા લખે છે।

धर्मनाथ नामना पन्दरमा तीर्थंकर छे, ते सुवर्णना वर्णवाळा अने वज्रना लाछनवाळा छे, तेमनु जन्मनक्षत्र पुष्य अने कर्कराशि छे।

तेमना तीर्थमा 'किन्नर' नामनो यक्ष छे, ते त्रण मुखवाळो, लाल वर्णवाळो, काचबानी सवारी करनारो अने छ हाथवाळो छे, ते जमणा त्रण हाथोमा बीजोरु, गदा अने अभयने, तथा डाबा त्रण हाथोमा नोळीओ, कमळ अने माळाने धारण करे छे।

तेमना तीर्थमा 'कन्दर्पा' (पन्नगा) नामनी देवी छे, ते गौरवर्ण वाळी, माछलीनी सवारी करनारी अने चार भुजावाळी छे, ते जमणा बे हाथमा कमल अने अंकुशने, तथा डाबा बे हाथमा पद्म अने अभयने धारण करे छे।

१६—शान्तिनाथ तीर्थंकर, गरुडयक्ष अने निर्वाणीदेवीनु स्वरूप—

**तथा षोडश शान्तिनाथ हेमवर्णं मृगलाञ्छन भरण्या जातं मेषराशि चेति। तत्तीर्थोत्पन्नं गरुडयक्षं वराहवाहनं क्रोडवदनं श्यामवर्णं चतुर्भुजं बीजपूरकपद्मयुक्तदक्षिणपाणिं नकुलाक्षसूत्रयुक्तवामपाणिं चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्नां निर्वाणीं देवीं गौरवर्णां पद्मासनां चतुर्भुजां पुस्तकोत्पलयुक्तदक्षिणकरां कमण्डलुकमलयुतवामहस्तां चेति ॥ १६ ॥**

शान्तिनाथ नामना सोळामा तीर्थंकर छे, ते सुवर्णना वर्णवाळा अने हरिणना लाछनवाळा छे, तेमनु जन्मनक्षत्र भरणी अने मेष राशि छे।

तेमना तीर्थमा 'गरुड' नामनो यक्ष छे, ते * सूअरनी सवारी करनारो, सूअरना मुख वाळो, कृष्णवर्णवाळो अने चार भुजावाळो छे। ते जमणा बे हाथमा बीजोरु अने कमळने, तथा डाबा बे हाथमा नोळीओ अने माळाने धारण करे छे।

तेमनाज तीर्थमा 'निर्वाणी' नामनी देवी छे, ते गौर × वर्णवाळा, कमळना आसनवाळी अने चार भुजावाळी छे। ते जमणा बे हाथमा पुस्तक अने कमळने, तथा डाबा बे हाथमा कमंडलु अने कमळने धारण करे छे।

१७—कुंथुनाथ तीर्थंकर, गंधर्वयक्ष अने बलादेवीनु स्वरूप—

**तथा सप्तदश कुन्थुनाथं कनकवर्णं छागलाञ्छनं कृत्तिकाजातं वृषभराशिं चेति। तत्तीर्थोत्पन्नं गन्धर्वयक्षं श्यामवर्णं हंसवाहनं चतुर्भुजं वरदपाशान्वित**

*—त्रिषष्टिशलाकापुरुषचरित्रमा हाथीनी सवारी लखी छे।

×—आचारदिनकरमा सुवर्णवर्णवाळी लखी छे।

दक्षिणभुज मातुलिंगाकुशाधिष्ठितवामभुज चेति। तस्मिन्नेव तीर्थे समुत्पन्ना बला देवी गौरवर्णा मयूरवाहना चतुर्भुजा बीजपूरकशूलान्वितदक्षिणभुजा ❀मुषुण्ढिपद्मान्वितवामभुजा चेति ॥ १७॥

કુંથુનાથ નામના સત્તરમા તીર્થંકર છે, તે સુવર્ણના વર્ણવાળા અને બકરાના લાંછનવાળા છે, તેમનું જન્મનક્ષત્ર કૃત્તિકા અને વૃષરાશિ છે।

તેમના તીર્થમાં 'ગંધર્વ' નામનો યક્ષ છે, તે કૃષ્ણવર્ણવાળો, હંસની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે, તે જમણા બે હાથમાં વરદાન અને પાશને, તથા ડાબા બે હાથમાં બીજોરૂં અને અંકુશને ધારણ કરે છે।

તેમનાજ તીર્થમાં 'બલા' (અચ્યુતા) નામની દેવી છે, તે × ગૌરવર્ણવાળી, મોરની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। તે જમણા બે હાથમાં બીજોરૂં અને શૂલીને, તથા ડાબા બે હાથમાં લોઢાના ગોળ ખીલા જડેલી લાકડાની લાકડી અને કમળને ધારણ કરે છે।

१८—अरनाथ तीर्थंकर, यक्षेन्द्रयक्ष अने धारिणीदेवीनु स्वरूप—

तथाष्टादशममरनाथ हेमाभं नन्द्यावर्त्तलाञ्छनं रेवतीनक्षत्रजातं मीनराशिं चेति। तत्तीर्थोत्पन्नं यक्षेन्द्रयक्षं षण्मुखं त्रिनेत्रं श्यामवर्णं शंखवाहनं द्वादशभुजं मातुलिंगबाणखड्गमुद्गरपाशाभययुक्तदक्षिणपाणिं नकुलधनुश्चर्मफलकशूलाङ्कुशाक्षसूत्रयुक्तवामपाणिं चेति। तस्मिन्नेव तीर्थे समुत्पन्नां धारिणीं देवीं कृष्णवर्णां चतुर्भुजां पद्मासनां मातुलिंगोत्पलान्वितदक्षिणभुजां पाशाक्षसूत्रान्वितवामकरां चेति ॥ १८ ॥

અઢારમા 'અરનાથ' નામના તીર્થંકર છે, તે સુવર્ણના વર્ણવાળા અને નંદ્યાવર્ત્તના લાંછનવાળા છે, તેમનું જન્મનક્ષત્ર રેવતી અને મીનરાશિ છે।

તેમના તીર્થમાં 'યક્ષેન્દ્ર' નામનો યક્ષ છે, તે છ મુખવાળો, પ્રત્યેક મુખે ત્રણ ત્રણ નેત્રવાળો, કૃષ્ણવર્ણવાળો, + શંખના આસનવાળો અને બાર હાથવાળો છે। તે જમણા છ હાથોમાં બીજોરું, બાણ, ખડ્ગ, મુદ્ગર, પાશી અને અભયને, તથા ડાબા છ હાથોમાં નોળીઓ, ધનુષ, ઢાલ, શૂલ, અંકુશ અને માળાને ધારણ કરે છે।

*— मुषुण्ढी स्याद् दारुमयी वृत्ताय कीलसञ्चिता' इति हैमकोषे।

×—આ દેવી અને પ્રવચનસારોદ્ધારમાં પીળાવર્ણની લખી છે।

+—મંત્રાધિરાજકલ્પમાં વૃષવાહન અને દેવતામૂર્તિપ્રકરણમાં શેષનાગનુંવાહન લખ્યું છે।

તેમનાજ શાસનમા 'ધારિણી' નામની દેવી છે, તે કૃષ્ણવર્ણવાળી, કમલના આસનવાળી અને ચાર ભુજાવાળી છે। તે જમણા બે હાથમા બીજોરૂ અને કમળને તથા ડાબા બે હાથમા * ફાસી અને માળાને ધારણ કરે છે।

१९—मल्लिनाथ तीर्थंकर, कुबेरयक्ष अने वैरोट्यादेवीनु स्वरूप—

तथैकोनविंशतितम मल्लिनाथ प्रियगुवर्णं कलशलाञ्छनमश्विनीनक्षत्रजात मेषराशि चेति । तत्तीर्थोत्पन्न कुबेरयक्ष चतुर्मुखमिन्द्रायुधवर्ण गरुडवदन गजवाहनमष्टभुज वरदपरशुशूलाभययुक्तदक्षिणपाणि बीजपूरकशक्तिमुद्गराक्षसूत्रयुक्त वामपाणि चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्ना वैरोट्या देवी कृष्णवर्णा पद्मासना चतुर्भुजा वरदाक्षसूत्रयुक्तदक्षिणकरा मातुलिंगशक्तियुतवामहस्ता चेति ॥ १९ ॥

ઓગણીશમા 'મલ્લિનાથ' નામના તીર્થંકર છે, તે પ્રિયંગુ (લીલા) વર્ણવાળા અને કલશના લાંછન વાળા છે, તેમનુ જ ન્મનક્ષત્ર અશ્વિની અને મેષરાશિ છે।

તેમના તીર્થના 'કુબેર' નામનો યક્ષ છે, તે ગરૂડના મુખ જેવા ચાર મુખવાળો, ઇંદ્રના આયુધના વર્ણવાળો (પચરંગી), હાથીની સવારી કરનારો અને આઠ ભુજાવાળો છે। તે જમણા ચાર હાથોમા વરદાન, ફરસી, શૂલ અને અભયને, તથા ડાબા ચાર હાથોમા બીજોરૂ, શક્તિ, મુદ્ગર અને માળાને ધારણ કરે છે।

તેમના તીર્થમા 'વૈરોટ્યા' નામની દેવી છે, તે કૃષ્ણવર્ણવાળી કમળના આસનવાળી અને ચાર ભુજાવાળી છે, તેના જમણા બે હાથમા વરદાન અને માળા, ડાબા બે હાથમા બીજોરૂ અને શક્તિ છે।

२०—मुनिसुव्रतनाथ तीर्थंकर, वरुणयक्ष अने नरदत्तादेवीनु स्वरूप—

तथा विंशतितम मुनिसुव्रत कृष्णवर्णं कुर्मलाञ्छन श्रवणजात मकरराशि चेति । तत्तीर्थोत्पन्न वरुणयक्ष चतुर्मुख त्रिनेत्र धवलवर्ण वृषभवाहन जटामुकुटमण्डितमष्टभुज मातुलिंगगदाबाणशक्तियुतदक्षिणपाणिं नकुलकपद्मधनु परशुयुतवामपाणि चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्ना नरदत्ता देवी गौरवर्णा भद्रासनारूढा चतुर्भुजा वरदाक्षसूत्रयुतदक्षिणकरा बीजपूरकशूलयुतवामहस्ता चेति ॥ २० ॥

મુનિસુવ્રતજિન નામના વીશમા તીર્થંકર છે, તે કૃષ્ણવર્ણવાળા અને કાચબાના લાંછનવાળા છે, તેમનુ જ ન્મનક્ષત્ર શ્રવણ અને મકરરાશિ છે।

---

१—પ્ર સા નિર્વાણ કલિકા આ દિ૦ અને દે મૂ પ્ર મા પન્નગ યુક્ત છે।

## १७ कुंथुनाथ के शासनदेव और देवी–







## १८ अरनाथ के शासनदेव और देवी–






## १९ मल्लिनाथ के शासनदेव और देवी–







## २० मुनिसुव्रतजिन के शासनदेव और देवी–






## २१ नमिनाथजिन के शासनदेव और देवी–







## २२ नेमिनाथजिन के शासनदेव और देवी–






## २३ पार्श्वनाथजिनके शासनदेव और देवी–







## २४ महावीरजिनके शासनदेव और देवी–






२२—नेमिनाथ तीर्थंकर, गोमेधयक्ष अने अम्बिका देवीनु स्वरूप—

तथा द्वाविंशतितमं नेमिनाथं कृष्णवर्णं शङ्खलाञ्छनं चित्राजातं कन्या राशिं चेति । तत्तीर्थोत्पन्नं गोमेधयक्षं त्रिमुखं श्यामवर्णं पुरुषवाहनं षड्भुजं मातुलिङ्गपरशुचक्रान्वितदक्षिणपाणिं नकुलशूलशक्तियुतवामपाणिं चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्नां कुष्माण्डीं देवीं कनकवर्णां सिंहवाहनां चतुर्भुजां मातुलिङ्गपाशयुक्तदक्षिणकरां पुत्राङ्कुशान्वितवामकरां चेति ॥ २२ ॥

नेमनाथ नामना बावीशमा तीर्थंकर छे, ते कृष्णवर्णनाळा अने शंखना लांछनवाळा छे, तेमनु जन्मनक्षत्र चित्रा अने कन्या राशि छे।

तेमना तीर्थमा 'गोमेध' नामनो यक्ष छे, ते त्रण मुखवाळो, कृष्णवर्णनो, पुरुषनी सवारी करनारो अने छ भुजावाळो छे। ते जमणा त्रण हाथोमा बीजोरू, फरसी अने चक्रने, तथा डाबा त्रण हाथोमा नोळीओ, शूल अने शक्तिने धारण करे छे।

तेमनाज तीर्थमा 'कुष्माडी' (अंबिका) नामनी देवी छे ते सुवर्णवर्णनाळी, सिंहनी सवारी करनारी अने चार भुजावाळी छे। तेना जमणा बे हाथमा * बीजोरू अने पाश छे, डाबा बे हाथमा पुत्र अने अंकुश छे।

२३—पार्श्वनाथ तीर्थंकर, पार्श्वयक्ष अने पद्मावती देवीनु स्वरूप—

तथा त्रयोविंशतितमं पार्श्वनाथं प्रियङ्गुवर्णं फणिलाञ्छनं विशाखाजातं तुलाराशिं चेति । तत्तीर्थोत्पन्नं पार्श्वयक्षं गजमुखमुरगफणामण्डितशिरसं श्यामवर्णं कूर्मवाहनं चतुर्भुजं बीजपूरकोरगयुतदक्षिणपाणिं नकुलकाहियुतवामपाणिं चेति । तस्मिन्नेव तीर्थे समुत्पन्नां पद्मावतीं देवीं कनकवर्णां कुर्कुट ( कुर्कुटोरग ? ) वाहनां चतुर्भुजां पद्मपाशान्वितदक्षिणकरां फलाङ्कुशाधिष्ठितवामकरां चेति ॥ २३ ॥

पार्श्वनाथ नामना त्रेवीशमा तीर्थंकर छे, ते प्रियंगु (लीला) वर्णनाळा अने सापना लांछनवाळा छे, तेमनु जन्मनक्षत्र विशाखा अने तुलाराशि छे।

तेमना तीर्थमा 'पार्श्व' नामनो यक्ष छे, ते हाथीना मुखवाळो, माथा उपर सापनी फणावाळो, कृष्णवर्णनाळो, काचबानी सवारी करनारो अने चार भुजावाळो छे, ते जमणा बे

*—प्रवचनसारोद्धार, त्रिषष्टि० आचार दिनकर अने निर्वाणकलिका विगेरे ग्रन्थोमां आम्रलुंबी (आंबानी लूम) लखी छे अने निर्वाणकलिका विगेरेमां डाबा हाथमां पुत्र अने अंकुश लखे छे।

હાથોમાં બીજોરૂ અને * પાશને, તથા ડાબા બે હાથોમાં નોળીઓ અને સાપને ધારણ કરે છે।

તેમનાજ તીર્થમાં 'પદ્માવતી' નામની દેવી છે, તે સુવર્ણવર્ણવાળી, × કુર્કુટની (કુકડી નામના સર્પની) સવારી અને ચાર ભુજાવાળી છે। તે જમણા બે હાથોમાં કમળ અને પાશને, તથા ડાબા બે હાથોમાં ફલ અને અંકુશને ધારણ કરે છે।

२४—महावीरस्वामी तीर्थंकर, मातंगयक्ष अने सिद्धायिका देवीनुं स्वरूप—

तथा चतुर्विंशतितम वर्द्धमानस्वामिन कनकप्रभ सिंहलाञ्छनमुत्तराफाल्गुन्या जात कन्याराशि चेति। तत्तीर्थोत्पन्न मातङ्गयक्ष श्यामवर्ण गजवाहन द्विभुज दक्षिण नकुल वामे बीजपूरकमिति। तत्तीर्थोत्पन्ना सिद्धायिका हरितवर्णा सिंहवाहना चतुर्भुजा पुस्तकाभययुक्तदक्षिणकरा मातुलिङ्गवीणान्वितवामहस्ता चेति ॥ २४ ॥

વર્દ્ધમાનસ્વામી (મહાવીરસ્વામી) નામના ચોવીસમા તીર્થંકર છે, તે સુવર્ણના જેવા વર્ણવાળા અને સિંહના લાંછનવાળા છે, તેમનું જન્મનક્ષત્ર ઉત્તરાફાલ્ગુની અને કન્યારાશિ છે।

તેમના તીર્થમાં 'માતંગ' નામનો યક્ષ છે, તે કૃષ્ણવર્ણનો, હાથીની સવારી કરનારો અને બે ભુજાવાળો છે, તે જમણા હાથમાં નોળીઆને અને ડાબા હાથમાં બીજોરાને ધારણ કરે છે।

તેમનાજ તીર્થમાં 'સિદ્ધાયિકા' નામની દેવી છે, તે લીલાવર્ણવાળી, સિંહની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે, તે જમણા બે હાથમાં પુસ્તક અને અભયને, તથા + ડાબા બે હાથમાં બીજોરૂ અને વીણાને ધારણ કરે છે।

---

* આચારદિનકર માં પાશ લખ્યો છે। × [illegible] માં 'कुक्कुटोरगवाहना' અર્થાત્ કુક્કુટ જાતિના સર્પની સવારી કરનારી માની છે।

+—આ૦ દિ૦ માં ડાબા હાથમાં પાશ અને કમળને ધારણ કરનારી લખી છે।



कुकुटोरगना वाहनवाली पद्मावती देवीनी प्राचीन मूर्ति स० १२५४



परिकरना पखवाडेनु प्राचीन दृश्य



अजितबलादेवीनी प्राचीन मूर्ति । तारंगाजी

# सोल विद्यादेवीओनु वर्णन

१—रोहिणी देवीनु स्वरूप—

आद्या रोहिणी धवलवर्णा सुरभिवाहना चतुर्भुजाक्षसूत्रबाणान्वितदक्षिणपाणि शङ्खधनुर्युक्तवामपाणि चेति ॥ १ ॥

પ્રથમ 'રોહિણી' નામની વિદ્યાદેવી છે, તે સફેદ વર્ણવાળી કામધેનુ ગાયની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। તે જમણી બે ભુજાઓમાં માળા અને બાણને તથા ડાબી બે ભુજાઓમાં શંખ અને ધનુષને ધારણ કરે છે।

२—प्रज्ञप्तिदेवीनु स्वरूप—

प्रज्ञप्तिं श्वेतवर्णा मयूरवाहना चतुर्भुजा वरदशक्तियुक्तदक्षिणकरा मातुलिङ्गशक्तियुक्तवामहस्ता चेति ॥ २ ॥

બીજી 'પ્રજ્ઞપ્તિ' નામની વિદ્યાદેવી છે, તે સફેદ વર્ણવાળી, મોરની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે. તે જમણા બે હાથમાં વરદાન અને શક્તિને તથા ડાબા બે હાથમાં બીજોરું અને શક્તિને ધારણ કરે છે।

"આચારદિનકરમાં બે હાથવાળી માની છે, જમણા હાથમાં શક્તિ અને ડાબા હાથમાં કમળને ધારણ કરે છે। મંત્રાધિરાજકલ્પમાં ત્રિશૂલ, દંડ, અભય અને બીજોરાને ધારણ કરનારી અને લાલવર્ણની માની છે।"

३—वज्रशृङ्खलादेवीनु स्वरूप—

वज्रशृङ्खला शङ्खावदाता पद्मवाहना चतुर्भुजा वरदशृङ्खलान्वितदक्षिणकरा पद्मशृङ्खलाधिष्ठितवामकरा चेति ॥ ३ ॥

ત્રીજી 'વજ્રશૃંખલા' નામની વિદ્યાદેવી છે, તે શંખના જેવી સફેદ કાંતિવાળી, કમળના આસનવાળી અને ચાર ભુજાવાળી છે। તે જમણા બે હાથમાં વરદાન અને સાંકળને તથા ડાબા બે હાથમાં કમળ અને સાંકળને ધારણ કરે છે।

"આચારદિનકરમાં સુવર્ણવર્ણવાળી અને બે ભુજાવાળી માની છે, જમણા હાથમાં સાંકળ અને ડાબા હાથમાં ગદા ધારણ કરે છે।"

४—वज्राकुशादेवीनु स्वरूप—

वज्राकुशा कनकवर्णा गजवाहना चतुर्भुजा वरदवज्रयुतदक्षिणकरा मातुलिङ्गाकुशयुक्तवामहस्ता चेति ॥ ४ ॥

ચોથી 'વજ્રાંકુશા' નામની વિદ્યાદેવી છે, તે સોનાના વર્ણવાળી, હાથીની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। તે જમણા બે હાથમા વરદાન અને વજ્રને તથા ડાબા બે હાથમા બીજોરૂ અને અંકુશને ધારણ કરે છે।

"આચારદિનકરમા ચારે હાથોમા અનુક્રમે તરવાર, વજ્ર, ઢાલ અને ભાલાને ધારણ કરનારી માની છે। મંત્રાધિરાજકલ્પમા રૂદ્ર માળા, અંકુશ અને શૂલને ધારણ કરનારી માની છે।"

५ –अप्रतिचक्रादेवीनु स्वरूप—

अप्रतिचक्रा तडिद्वर्णा गरुडवाहना चतुर्भुजा चक्रचतुष्टयभूषितकरा चेति ॥५॥

પાચમી 'અપ્રતિચક્રા' નામની વિદ્યાદેવી છે, તે વીજળીની જેવી ચમકતી કાંતિવાળી ગરૂડની સવારી કરનારી અને ચારે ભુજાઓમા ચક્રને ધારણ કરનારી છે।

'મંત્રાધિરાજકલ્પમા ભિન્ન ભિન્ન વર્ણવાળી અને વરદાન કરનારી, તથા ચારે હાથમા ચક્ર ધારણ કરનારી લખી છે।"

६—छठी पुरुषदत्तादेवीनु स्वरूप—

पुरुषदत्ता कनकावदाता महिषीवाहना चतुर्भुजा वरदासियुक्तदक्षिणकरा मातुलुङ्गखेटकयुतवामहस्ता चेति ॥ ६ ॥

છઠી 'પુરૂષદત્તા' નામની વિદ્યાદેવી છે, તે સુવર્ણજેવી કાંતિવાળી, ભેસની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે, તે જમણા હાથમા વરદાન અને તરવારને તથા ડાબા હાથમા બીજોરૂ અને ઢાલને ધારણ કરે છે।

"આચારદિનકરમા તરવાર અને ઢાલ યુક્ત બે હાથવાળી માની છે। મ૦ ક૦ મા લાલકમળના આસન ઉપર બેઠેલી માની છે।"

७—कालीदेवीनु स्वरूप—

कालीं देवीं कृष्णवर्णा पद्मासना चतुर्भुजा अक्षसूत्रगदालङ्कृतदक्षिणकरा वज्राभययुतवामहस्ता चेति ॥ ७ ॥

સાતમી 'કાલી' નામની વિદ્યાદેવી છે, તે કૃષ્ણવર્ણવાળી, કમલના આસનવાળી અને ચાર ભુજાવાળી છે। તે જમણા બે હાથમાં માળા અને ગદાને તથા ડાબા બે હાથમાં વજ્ર અને અભયને ધારણ કરે છે।

"આચારદિનકરમાં ગદા અને વજ્ર યુક્ત બે હાથવાળી માની છે। મ૦ કo મા ત્રિશૂલ, માળા, વરદાન અને મુદ્ગરને ધારણ કરનારી લખી છે।"

૮—महाकालीदेवीनु स्वरूप—

महाकालीं देवीं तमालवर्णां पुरुषवाहनां चतुर्भुजां अक्षसूत्रवज्रान्वितदक्षिणकरामभयघण्टालङ्कृतवामहस्तां चेति ॥ ८ ॥

આઠમી 'મહાકાલી' નામની વિદ્યાદેવી છે, તે તમાકુના જેવી વર્ણવાળી, પુરુષની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। તે જમણા બે હાથમાં માળા અને વજ્રને તથા ડાબા બે હાથમાં અભય અને ઘંટને ધારણ કરે છે।

"આચારદિનકરમાં શ્યામ વર્ણવાળી, જમણી બે ભુજાઓમાં માળા અને ફળને તથા ડાબી બે ભુજાઓમાં વજ્ર અને ઘંટને ધારણ કરનારી માની છે। તેમજ શોભન જિન ચતુર્વિંશતિકામાં 'धृतपविफलाक्षालीघण्टे कर' અર્થાત્ વજ્ર, ફળ, માળા અને ઘંટને ધારણ કરનારી માની છે। મ૦ કo મા મોગરાના ફૂલ જેવી વર્ણવાળી તથા કમળ, માળા, વરદાન અને ઘંટીને ધારણ કરનારી લખી છે।

૯—गौरीदेवीनु स्वरूप—

गौरीं देवीं कनकगौरीं गोधावाहनां चतुर्भुजां वरदमुसलयुतदक्षिणकरामक्षमालाकुवलयालङ्कृतवामहस्तां चेति ॥ ९ ॥

નવમી 'ગૌરી' નામની વિદ્યાદેવી છે, તે સુવર્ણના વર્ણવાળી, ઘોની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે, તે જમણા બે હાથમાં વરદાન અને મુસળને તથા ડાબા બે હાથમાં માળા અને કમળને ધારણ કરે છે।

"આચારદિનકરમાં ગૌર વર્ણવાળી અને કમળને ધારણ કરનારી માની છે। મંત્રાધિરાજ કલ્પમાં વૃષભ (બળદ) ની સવારી કરનારી અને મુસળને કમળ ધારણ કરનારી લખી છે।"

१०—गांधारीदेवीनु स्वरूप—

**गान्धारीदेवीं नीलवर्णा कमलासना चतुर्भुजा वरदमुसलयुतदक्षिणकरा अभयकुलिशयुतवामहस्ता चेति ॥ १० ॥**

દશમી 'ગાંધારી' નામની વિદ્યાદેવી છે, તે નીલવર્ણ (આસમાની) વાળી, કમળના આસનવાળી અને ચાર હાથવાળી છે, જમણા હાથમાં વરદાન અને મુસળને તથા ડાબા હાથમાં અભય અને વજ્રને ધારણ કરે છે।

"આચારદિનકરમાં કૃષ્ણવર્ણવાળી તથા મૂસલ અને વજ્રને ધારણ કરનારી લખી છે। મં૦ ક૦ માં ત્રિશૂલ, દંડ, અભય અને વરદાનને ધારણ કરનારી લખી છે।

११—सर्वास्त्रमहाज्वाला देवीनु स्वरूप—

**सर्वास्त्रमहाज्वाला धवलवर्णावराहवाहना असंख्यप्रहरणयुतहस्ता चेति ॥११॥**

અગિયારમી 'સર્વાસ્ત્રા' અથવા 'મહાજ્વાલા' નામની વિદ્યાદેવી છે, તે સફેદ વર્ણવાળી, સુઅરની સવારી કરનારી અને અસંખ્ય શસ્ત્ર યુક્ત હાથવાળી છે।

"આચારદિનકરમાં બિલાડાની સવારી કરનારી અને જ્વાલા યુક્ત બે હાથવાળી લખી છે। શોભન જિનસ્તુતિચતુર્વિંશતિકામાં વરાલક (શ્વાસ) નું વાહન લખે છે। મં૦ ક૦ માં હંસની સવારી કરનારી અને ચારે ભુજાઓમાં સાપને ધારણ કરનારી લખી છે।"

१२- मानवीदेवीनु स्वरूप—

**मानवीं श्यामवर्णा कमलासना चतुर्भुजा वरदपाशालङ्कृतदक्षिणकरा अक्षसूत्रविटपालङ्कृतवामहस्ता चेति ॥ १२ ॥**

બારમી 'માનવી' નામની વિદ્યાદેવી છે, તે કૃષ્ણવર્ણવાળી, કમળના આસનવાળી અને ચાર ભુજાવાળી છે। તે જમણા હાથમાં વરદાન અને પાશને, ડાબા હાથમાં માળા અને વૃક્ષને ધારણ કરે છે।

"આચારદિનકરમાં નીલવર્ણવાળી, નીલકમળના આસનવાળી અને વૃક્ષયુક્ત હાથવાળી લખી છે।'

१३—वैरोट्यादेवीनु स्वरूप—

**वैरोट्या श्यामवर्णाजगरवाहना चतुर्भुजा खड्गोरगालङ्कृतदक्षिणकरा खेटकाहियुतवामकरा चेति ॥ १३ ।**

## विद्यादेवियों का स्वरूप–

1 रोहिणी देवी



२ प्रज्ञप्ति देवी



३ वज्रश्रृंखला देवी



४ वज्रांकुशा देवी



## विद्यादेवियों का स्वरूप–












તેરમી 'વૈરોટ્યા' નામની વિદ્યાદેવી છે, તે કૃષ્ણવર્ણવાળી, અજગરની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। તે જમણા હાથમા તરવાર અને સાપને, તથા ડાબા હાથમા ઢાલ અને સાપને ધારણ કરનારી છે।

"આચારદિનકરમા ગૌરવર્ણવાળી, સિંહની સવારી કરનારી, જમણા એક હાથમા તરવાર અને બીજો હાથ ઉંચો, ડાબા એક હાથમા સાપ અને બીજા હાથમા વરદાન ધારણ કરનારી લખી છે। મ૦ ક૦ મા ગરૂડની સવારી લખી છે।

१४—अच्छुप्तादेवीनु स्वरूप—

**अच्छुप्ता तडिद्वर्णा तुरगवाहना चतुर्भुजा खड्गबाणयुतदक्षिणकरा खेटकाहि*युतवामकरा चेति ॥ १४ ॥**

ચૌદમી 'અચ્છુપ્તા' નામની વિદ્યાદેવી છે, તે વીજળીની જેવી ચમકતી કાંતિવાળી, ઘોડાની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। તે જમણા હાથમા તરવાર અને બાણને, તથા ડાબા હાથમા ઢાલ અને સાપને ધારણ કરનારી છે।

"આચારદિનકર અને શોભનસ્તુતિમા સાપને ઠેકાણે ધનુષ લખ્યુ છે।"

१५—मानसीदेवीनु स्वरूप—

**मानसी धवलवर्णा हंसवाहना चतुर्भुजा वरदवज्रालङ्कृतदक्षिणकरा अक्षवलयाशनियुक्तवामकरा चेति ॥ १५ ॥**

પંદરમી 'માનસી' નામની વિદ્યાદેવી છે, તે સફેદ વર્ણવાળી, હંસની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે, તે જમણા હાથમા વરદાન અને વજ્રને તથા ડાબા હાથમા માળા અને વજ્રને ધારણ કરનારી છે।

"આચારદિનકરમા સુવર્ણવર્ણવાળી તથા વજ્ર અને વરદાન યુક્ત હાથવાળી માની છે। મ૦ ક૦ મા શૂલ અને માળાને ધારણ કરનારી લખી છે।"

१६—महामानसीदेवीनु स्वरूप—

**महामानसी देवी धवलवर्णा सिंहवाहना चतुर्भुजा वरदासियुक्तदक्षिणकरा कुण्डिकाफलकयुतवामहस्ता चेति ॥ १६ ॥**

*—'अहि'—મૂળ પાઠ યોગ્ય માલમ પડતો નથી યા ધનુષનો પાઠ હોવો જોઈએ કારણ કે બાણની સાથે ધનુષનો નમ્બર હોય છે।

સોળમી 'મહામાનસી' નામની વિદ્યાદેવી છે, તે સફેદ વર્ણવાળી, સિંહની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। તે જમણા હાથમાં વરદાન અને તરવારને તથા ડાબા હાથમાં કુંડિકા અને ઢાલને ધારણ કરે છે।

'આચારદિનકરમાં મગરની સવારી કરનારી, તથા તરવાર અને વરદાન યુક્ત બે હાથવાળી માની છે। મં૦ ક૦ માં હરિણની સવારી લખી છે।

---

## जया आदि चार महाप्रतिहारी देवीओनु स्वरूप—

द्वितीयवप्रद्वारेषु प्राक्क्रमेण चतुर्ष्वपि।
सर्वा अभयपाशाङ्कुशमुद्गरपाणयः ॥ १ ॥
देव्यो जया च विजया चाजिता चापराजिता।
तस्युश्चन्द्राश्मशोणाश्म-स्वर्णनीलत्विषः क्रमात् ॥ २ ॥

त्रि० श० पु० च० प० १ स०।

સમવસરણના બીજા ગઢના પૂર્વ આદિ ચારે દિશાના દરવાજાની પ્રતિહારી જયા વિજયા અજિતા (જયતા) અને અપરાજિતા એ ચાર દેવીઓ છે। તે ચાર ભુજાવાળી છે, તે હાથમાં અભય, પાશ, અંકુશ અને મુદ્ગરને ધારણ કરીને રહે છે। તેમાં જયા દેવી સફેદ વર્ણવાળી, વિજયા દેવી લાલવર્ણવાળી, અજિતાદેવી સુવર્ણવર્ણવાળી અને અપરાજિતાદેવી નીલવર્ણ (આકાશવર્ણ) વાળી છે।

---

निर्वाणकलिकाना मते सरस्वती देवीनु स्वरूप—

श्रुतदेवता शुक्लवर्णा हंसवाहना चतुर्भुजा वरदकमलान्वितदक्षिणकरा पुस्तकाक्षमालान्वितवामकरा चेति।

સરસ્વતી દેવી સફેદ વર્ણવાળી, હંસની સવારી કરનારી અને ચાર × ભુજાવાળી છે। તેના જમણા હાથમાં વરદાન અને કમળ છે, તથા ડાબા હાથમાં પુસ્તક અને માળા છે।

---

×—આચારદિનકરમાં અને સરસ્વતીસ્તોત્રમાં જમણા હાથમાં માળા અને કમળને તથા ડાબા હાથમાં વીણા અને પુસ્તકને ધારણ કરનારી માની છે।

# दश दिक्पालोनु स्वरूप—

१—इन्द्रनु स्वरूप—

इन्द्राय तप्तकाञ्चनवर्णाय पीताम्बराय ऐरावणवाहनाय वज्रहस्ताय पूर्वदिग्धीशाय च ।

પૂર્વદિશાના અધિપતિ 'ઇંદ્ર' છે, તે તપાવેલા સુવર્ણની કાંતિ જેવા વર્ણવાળો, પીળા વસ્ત્રને ધારણ કરનારો, ઐરાવત હાથીની સવારી કરનારો અને હાથમાં વજ્રને ધારણ કરનાર છે।

२—अग्निदेवनु स्वरूप—

अग्नये आग्नेयदिगधीश्वराय कपिलवर्णाय छागवाहनाय नीलाम्बराय धनुर्बाणहस्ताय च ।

અગ્નિદિશાના અધિપતિ 'અગ્નિદેવ' છે। તે કપિલાના વર્ણવાળો, બકરાની સવારી કરનારો, મોરના કંઠ જેવા નીલા રંગના વસ્ત્રને ધારણ કરનારો + હાથમાં ધનુષ અને બાણને ધારણ કરનારો છે।

३—यमदेवनु स्वरूप—

यमाय दक्षिणदिगधीशाय कृष्णवर्णाय चर्माम्बराय महिषवाहनाय दण्डहस्ताय च ।

દક્ષિણદિશાના અધિપતિ 'યમદેવ' છે, તે કૃષ્ણ વર્ણવાળો, મૃગચર્મને પહેરનારો, પાડાની સવારી કરનારો અને હાથમાં દંડને ધારણ કરનારો છે।

४—निऋतिदेवनु स्वरूप—

निऋतये नैऋत्यदिगधीशाय धूम्रवर्णाय व्याघ्रचर्मवृताय मुद्गरहस्ताय प्रेतवाहनाय च ।

નૈઋત્યદિશાના અધિપતિ 'નિઋતિદેવ' છે, તે × ધૂમ્ર (ધુમાડા) ના વર્ણવાળો, વાઘના ચર્મને પહેરનારો, હાથમાં મુદ્ગરને ધારણ કરનારો અને પ્રેત (મડદા) ની સવારી કરનારો છે।

---

निर्वाणकलिकामां— + શક્તિને ધારણ કરનાર લખ્યું છે. × લીલાવર્ણવાળો અને હાથમાં [illegible] ને ધારણ કરનાર લખે છે।

५—वरुणदेवनु स्वरुप—

**वरुणाय पश्चिमदिगधीश्वराय मेघवर्णाय पीताम्बराय पाशहस्ताय मत्स्य वाहनाय च ।**

પશ્ચિમદિશાના અધિપતિ 'વરૂણદેવ' છે, તે A મેઘની જેવો કૃષ્ણવર્ણવાળો, પીળા વસ્ત્રને ધારણ કરનારો, હાથમા પાશ (ફાંસી) ને ધારણ કરનારો અને માછલીની સવારી કરનારો છે।

६—वायुदेवनु स्वरुप—

**वायवे वायव्यदिगधीशाय धूम्राङ्गाय रक्ताम्बराय हरिणवाहनाय ध्वज-प्रहरणाय च ।**

વાયુદિશાનો અધિપતિ 'વાયુદેવ' છે, તે B ધુમરા (ફીકા પીળારંગ) ના વર્ણવાળો, લાલ વસ્ત્રો પહેરનારો હરિણની સવારી કરનારો અને હાથમા ધ્વજાને ધારણ કરનારો છે।

७—कुबेरदेवनु स्वरूप—

**धनदाय उत्तरदिगधीशाय शङ्खकोशाध्यक्षाय कनकाङ्गाय श्वेतवस्त्राय नर-वाहनाय रत्नहस्ताय च ।**

ઉત્તરદિશાના અધિપતિ 'C ધન (કુબેર) દેવ' છે તે ઈન્દ્રનો ખજાનચી છે, શરીરે સુવર્ણની કાંતિવાળો, સફેદ વસ્ત્ર પહેરનારો, મનુષ્યની સવારી કરનારો અને હાથમા રત્નને ધારણ કરનારો છે।

८—ईशानदेवनु स्वरुप—

**ईशानाय ईशानदिगधीशाय श्वेतवर्णाय गजाजिनवृताय वृषभवाहनाय पिनाकशूलधराय च ।**

ઈશાન દિશાનો અધિપતિ 'D ઈશાન દેવ' છે, તે સફેદ વર્ણવાળો, ગજચર્મને પહેરનારો બળદની સવારી કરનારો, હાથમા પિનાકધનુષ અને ત્રિશૂળને ધારણ કરનારો છે।

---

નિર્વાણકલિકામા—A સફેદ વર્ણવાળો અને મગરની સવારી કરનારો લખે છે। B સફેદ વર્ણવાળો લખે છે। C—કુબેર દેવ નવનિધિ ઉપર બેઠેલો અનેક વર્ણવાળો મોટા પેટવાળા હાથમા બિજોરૂ (પાઠાન્તરે નકુલ નોળીઓ) અને ગદાને ધારણ કરનાર લખે છે। D ઈશાન દેવને ત્રણ નેત્ર માને છે।

९—नागदेवनुं स्वरूप—

**नागाय पातालाधीश्वराय कृष्णवर्णाय पद्मवाहनाय उरगहस्ताय च ।**

પાતાલ લોકનો અધિપતિ 'નાગદેવ' છે, તે કૃષ્ણવર્ણવાળો, કમળના આસનવાળો અને હાથમાં સાપને ધારણ કરનારો છે।

१०—ब्रह्मदेवनुं स्वरूप—

**ब्रह्मणे ऊर्ध्वलोकाधीश्वराय काञ्चनवर्णाय चतुर्मुखाय श्वेतवस्त्राय हंसवाहनाय कमलस्थाय पुस्तककमलहस्ताय च ।**

ઊર્ધ્વલોકનો સ્વામી 'બ્રહ્મદેવ' છે, તે સુવર્ણના વર્ણવાળો, ચાર મુખવાળો, સફેદ વસ્ત્રવાળો, હંસની સવારી કરનારો, કમળ ઉપર રમનારો, હાથમાં પુસ્તક અને કમળને ધારણ કરનારો છે।

---

નિર્ણયસિંધુમાં— * સફેદ વસ્ત્રવાળો અને હાથમાં કમંડલુ ધારણ કરનારા લખે છે।

# नव ग्रहोनु स्वरूप—

१—सूर्यनु स्वरूप—

**सूर्याय सहस्रकिरणाय पूर्वादिगधीशाय रक्तवस्त्राय कमलहस्ताय सप्ताश्व रथवाहनाय च।**

પૂર્વદિશાનો અધિપતિ 'સૂર્ય દેવ' છે, તે A લાલ વસ્ત્રને પહેરનારો, હાથમા કમળને ધારણ કરનારો અને એક પૈડાવાળા સાત ઘોડાના રથની સવારી કરનારો છે।

२—चन्द्रमानु स्वरूप—

**चन्द्राय तारागणाधीशाय वायव्यदिगधीशाय श्वेतवस्त्राय श्वेतदशवाजि वाहनाय सुधाकुम्भहस्ताय च।**

તારાઓનો સ્વામી અને વાયુદિશાનો સ્વામી 'ચદ્રમા' છે, તે સફેદ વસ્ત્રને પહેરનારો, સફેદ દશ ઘોડાના રથની સવારી કરનારો અને B હાથમા અમૃતના કુભને ધારણ કરનારો છે।

३—मगलनु स्वरूप—

**मङ्गलाय दक्षिणदिगधीशाय विद्रुमवर्णाय रक्ताम्बराय भूमिस्थिताय कुद्दालहस्ताय च।**

દક્ષિણદિશાનો અધિપતિ 'મગલ' છે, તે પરવાળા જેવા વર્ણવાળો, લાલ વસ્ત્રને પહેરનારો ભૂમિ ઉપર બેઠેલો અને C હાથમા કુહાડાને ધારણ કરનાર છે।

४—बुधनु स्वरूप—

**बुधाय उत्तरदिगधीशाय हरितवस्त्राय कलहसवाहनाय पुस्तकहस्ताय च।**

ઉત્તર દિશાનો અધિપતિ 'બુધ' છે, તે D લીલા વર્ણવાળો, રાજહસની સવારી કરનારો અને હાથમા પુસ્તકને ધારણ કરનારો છે।

५—बृहस्पतिनु स्वरूप—

**बृहस्पतये ईशानदिगधीशाय सर्वदेवाचार्याय काञ्चनवर्णाय पीतवस्त्राय पुस्तकहस्ताय हसवाहनाय च।**

---

નિર્વાણકલિકામા A—લાલ વર્ણવાળો લખે છે। B—જમણા હાથમા માળા અને ડાબા હાથમા કુડી ધારણ કરનારો લખે છે। C—જમણા હાથમા માળા અને ડાબા હાથમા કુડી ધારણ કરનારો લખે છે। D—પીળા વર્ણવાળા અને હાથમા માળા અને કુડીને ધારણ કરનારો લખે છે।

ઇશાન દિશાનો અધિપતિ 'બૃહસ્પતિ' છે, તે સર્વ દેવોનો આચાર્ય છે, તે પીળા વસ્ત્રને પહેરનારો, હાથમા પુસ્તકને A ધારણ કરનારો અને હંસની સવારી કરનારો છે।

૬—शुक्रनु स्वरूप—

शुक्राय दैत्याचार्याय आग्नेयदिगधीशाय स्फटिकोज्ज्वलाय श्वेतवस्त्राय कुम्भहस्ताय तुरगवाहनाय च।

દૈત્યોનો આચાર્ય અને અગ્નિ દિશાનો અધિપતિ 'શુક્ર' છે, તે સ્ફટિક જેવા સફેદ વર્ણવાળો, સફેદ વસ્ત્રને પહેરનારો, હાથમા B ઘડાને ધારણ કરનારો અને ઘોડાની સવારી કરનારો છે।

૭—शनिनु स्वरूप—

शनिश्चराय पश्चिमदिगधीशाय नीलदेहाय नीलाम्बराय परशुहस्ताय कमठवाहनाय च।

પશ્ચિમ દિશાનો અધિપતિ C 'શનિદેવ' છે, તે મોરના કંઠ જેવો નીલ વર્ણવાળો, નીલા વસ્ત્રને પહેરનારો, હાથમા ફરસીને ધારણ કરનારો અને કાચબાની સવારી કરનારો છે।

૮—राहुनु स्वरूप—

राहवे नैर्ऋतदिगधीशाय कज्जलश्यामलाय श्यामवस्त्राय परशुहस्ताय सिंहवाहनाय च।

નૈર્ઋત્ય દિશાનો સ્વામી D 'રાહુ' છે, તે કાજળ જેવા શ્યામ વર્ણવાળો, શ્યામવસ્ત્ર પહેરનારો, હાથમા ફરસીને ધારણ કરનારો અને સિંહની સવારી કરનારો છે।

૯—केतुनु स्वरूप—

केतवे राहुप्रतिच्छन्दाय श्यामाङ्गाय श्यामवस्त्राय पन्नगवाहनाय पन्नगहस्ताय च।

રાહુનુ પ્રતિરૂપ 'કેતુ' છે તે કૃષ્ણ વર્ણવાળો, કૃષ્ણ વસ્ત્ર પહેરનારો, સાપની સવારી કરનારો અને હાથમા E સાપને ધારણ કરનારો છે।

---

નિર્વાણકલિકામા—A—હાથમા માળા અને કુંડી। B—હાથમા માળા અને કમંડલુ। C—શનિદેવ કૃષ્ણવર્ણવાળો માથા ઉપર પીળારંગના લાંબા વાળ વાળો હાથમા અક્ષસૂત્ર (માળા) અને કમંડલુને ધારણ કરનાર લખે છે। D—રાહુ અર્દ્ધ કાયાવાળો અને બન્ને હાથ અર્દ્ધ મુદ્રાવાળા લખે છે। E—હાથમા માળા અને કુંડીને ધારણ કરનાર લખે છે।

## आचारदिनकरना मतथी क्षेत्रपालनु स्वरूप—

क्षेत्रपालाय कृष्णगौरकाञ्चनधूसरकपिलवर्णाय विंशतिभुजदण्डाय बर्बरकेशाय जटाजूटमण्डिताय वासुकीकृतजिनोपवीताय तक्षककृतमेखलाय शेषकृतहाराय नानायुधहस्ताय सिंहचर्मावरणाय प्रेतासनाय कुक्कुरवाहनाय त्रिलोचनाय च ।

क्षेत्रपाल छे ते काला, गोरा, पाडु, सुवर्ण अने भूरा ए पाच वर्णवाळो, वीश भुजावाळो बर्बर केशवाळो, मोटी जटावाळो, वासुकी नागनी जनोई करनारो तक्षक नागनी मेखला (कंदोरो) पहेरनारो, शेषनागना हारवाळो, अनेक प्रकारना शस्त्रोने हाथमा धारण करनारो सिंहना चर्मने पहेरनारो, प्रेत (शब) नु आसन करनारो, कूतरानी सवारी करनारो अने त्रण नेत्रवाळो छे ।

निर्वाणकलिकाना मतथी क्षेत्रपालनु स्वरूप—

क्षेत्रपाल क्षेत्रानुरूपनामानं श्यामवर्णं बर्बरकेशमावृत्तपिङ्गनयनं विकृतदंष्ट्रं पादुकाधिरूढं नग्नं कामचारिणं षड्भुजं मुद्गरपाशडमरुकान्वितदक्षिणपाणिं श्वानाङ्कुशगेडिकायुतवामपाणिं श्रीमद् भगवतो दक्षिणपार्श्व ईशानाश्रितं दक्षिणाशामुखमेव प्रतिष्ठाप्यम् ।

पोतपोताना क्षेत्रना नाम प्रमाणे क्षेत्रपालनु नाम होय छे, ते श्याम वर्णवाळो, बर्बर केशवाळो, पीळा रंगना गोळ नेत्रवाळो, मोटा मोटा बेडोळ दांतवाळो, पादुका उपर चढेलो, नागो छ भुजावाळो छे, जमणा हाथमा मुद्गर पाश अने डमरुने, तथा डाबा हाथमा कूतरो, अंकुश अने लाकडीने धारण करेछे, तेने भगवाननी दक्षिण तरफ ईशान खूणामा दक्षिण दिशामा मुख राखीने स्थापन करवो ।

माणिभद्र क्षेत्रपालनु स्वरूप—

ढक्काशूलसुदामपाशाङ्कुशरवड्गैः त्वत्करपट्कं युक्तं भात्यायुधवर्गैः । जय०॥

माणिभद्र नामनो क्षेत्रपाळ छे, ते कृष्णवर्णवाळो, ऐरावत हाथीनी सवारी करनारो, सुवरना मुखवाळो, दांत उपर मंदिर धारण करनारो अने छ भुजावाळो छे, ते जमणा हाथोमा ढाल, त्रिशुल अने माळाने, तथा डाबा हाथोमा नागपाश, अंकुश अने तरवारने धारण करनारो छे । तेम तपागच्छीय श्री अमृतरत्नसूरिकृत माणिभद्रनी आरतीमा लखे छे ।

# परिशिष्ट C

## दिगम्बर जैन शास्त्रानुसार तीर्थंकरोना शासनदेव यक्षो अने यक्षिणीओनु स्वरूप

१--गोमुखयक्षनु स्वरुप--

सव्येतरोर्ध्वकरदीप्रपरश्वधाक्ष सूत्र तथाऽधरकराङ्कफलेष्टदानम् ।
प्राग्गोमुख वृषमुख वृषग वृषाङ्क-भक्त यजे कनकभ वृषचक्रशीर्षम् ॥१॥

વૃષભના ચિહ્નવાળા શ્રીઆદિનાથ જિનના અધિષ્ઠાયિકદેવ 'ગોમુખ' નામનો યક્ષ છે, તે સુવર્ણના જેવી કાંતિવાળો, ગાયના મુખજેવા મુખવાળો, પોઠીયાની સવારી કરનારો, મસ્તક ઉપર ધર્મચક્રને ધારણ કરનારો અને ચાર ભુજાવાળો છે, તે ઉપરના જમણા હાથમા માળા અને ડાબા હાથમા ફરસીને તથા નીચેના ડાબા હાથમા બીજોરુ અને જમણા હાથમા વરદાન ધારણ કરે છે ॥१॥

१—चक्रेश्वरी ( अप्रतिहतचक्रा ) देवीनु स्वरुप—

भर्माभाद्यकरद्वयालकुलिशा चक्राङ्कहस्ताष्टका,
सव्यासव्यशयोल्लसत्फलवरा यन्मूर्त्तिरास्तेऽम्बुजे ।
तार्क्ष्ये वा सह चक्रयुग्मरूचकत्यागैश्चतुर्भि करे ,
पञ्चेष्वासशतोन्नतप्रभुनता चक्रेश्वरीं ता यजे ॥ १ ॥

પાંચ સો ધનુષના શરીરવાળા શ્રીઆદિનાથ તીર્થંકરની શાસનદેવી 'ચક્રેશ્વરી' નામની દેવી છે। તે સુવર્ણના વર્ણવાળી, કમળ ઉપર બેઠેલી, ગરૂડની સવારી કરનારી અને બાર ભુજાવાળી છે। તેના બન્ને તરફના બે હાથમા વજ્ર, અને તે તરફના ચાર ચાર હાથોમા એક એક ચક્ર એમ આઠ ચક્ર નીચેના ડાબા હાથમા ફળ અને જમણા હાથમા વરદાન છે। બીજી રીતે ચક્રેશ્વરી દેવી ચાર ભુજાવાળી પણ માની છે, ઉપરના બન્ને હાથમા એક એક ચક્ર, તથા નીચેના ડાબા હાથમા બીજોરૂ અને જમણો હાથ વરદાન યુક્ત છે ॥१॥







२—महायक्षनु स्वरूप—

चक्रत्रिशूलकमलाङ्कुशवामहस्तो, निस्त्रिंशदण्डपरशूद्यवराण्यपाणि ।
चामीकरद्युतिरिभाङ्कनतो महादि यक्षोऽर्च्यतो(हि?)जगतश्चतुराननोऽसौ॥२॥

હાથીના ચિહ્નવાળા શ્રીઅજિતનાથ જિનેશ્વરના શાસનદેવ 'મહાયક્ષ' નામનો યક્ષ છે, તે સુવર્ણના જેવી કાંતિવાળો, હાથીની સવારી કરનારો, ચાર મુખવાળો, અને આઠ ભુજાવાળો છે, તેના ડાબા ચાર હાથમાં ચક્ર, ત્રિશૂલ, કમળ અને અંકુશ છે, તથા જમણા ચાર હાથમાં તરવાર, દંડ, ફરસી અને વરદાન છે।

२—अजिता ( रोहिणी ) देवीनु स्वरूप—

स्वर्णद्युतिशङ्खरथाङ्गशस्त्रा, लोहासनस्थाभयदानहस्ता ।
देव धनु सार्द्धचतुश्शतोच्च, वन्दारुरीष्टमिह रोहिणीष्टे ॥ २ ॥

સાડા ચારસો ધનુષના શરીરવાળા શ્રીઅજિતનાથ જિનેશ્વરની શાસનદેવી 'રોહિણી' નામની દેવી છે। તે સુવર્ણના જેવી કાંતિવાળી, લોહાસન ઉપર બેઠેલી અને ચાર ભુજાવાળી છે। તેના ચારે હાથમાં અનુક્રમે શંખ, ચક્ર, અભય અને વરદાન છે।




३—त्रिमुखयक्षनु स्वरूप -

चक्रासिसृण्युपगसव्यसयोऽन्यहस्तै र्दण्डत्रिशूलमुपयन् शितकर्त्तिकां च ।
वाजिध्वजप्रभुनत शिखिगोऽञ्जनाभ स्त्र्यक्ष प्रतीक्षतु बलिं त्रिमुखाख्ययक्षः ॥३॥

घोडाना चिह्नवाळा श्रीसंभवनाथ भगवानना शासनदेव 'त्रिमुख' नामनो यक्ष छे, ते कृष्ण वर्णवाळो मोरनी सवारी करनारो, त्रण त्रण नेत्रवाळा त्रण मुखवाळो अने ६ भुजावाळो छे। जमणा हाथमां चक्र, तरवार अने अंकुशने, तथा डाबा हाथमां , त्रिशूल अने तेजधार वाळी कातने धारण करनारो छे।

३—प्रज्ञप्ति (नम्रा) देवीनु स्वरूप—

पक्षिस्थार्द्धेन्दुपरशु फलासीटीवरे सिता ।
चतुश्चापसतोच्चार्हद्-भक्ता प्रज्ञप्तिरिज्यते ॥ ३ ॥

चार सो धनुषना शरीरवाळा श्रीसंभवनाथ जिनेन्द्रनी शासनदेवी 'प्रज्ञप्ति' नामनी देवी छे ते सफेद वर्णवाळी, पक्षीनी सवारी करनारी अने ६ भुजवाळी छे, ते हाथोमां अर्द्ध चन्द्रमा, फरसी, फल, तरवार *ईटी (ढाल?) अने वरदानने धारण करे छे।

* वसि तिलकमां रि ी लखेल छे। अनेक शिल्पमां ईटीनो अर्थ नथी करी। चित्रमां में ढाल आपी छे संभवित ढाल थवानी छे।




४—यक्षेश्वरयक्षनु स्वरूप—

प्रेङ्खनधनु खेटकवामपाणि, सक्रङ्कपत्रास्यपसव्यहस्तम् ।
श्याम करिस्थ कपिकेतुभक्त, यक्षेश्वर यक्षमिहार्चयामि ॥ ४ ॥

વાદન ॥ ચિહ્નવાળા શ્રીઅભિનંદન ભગવાનના શાસનદેવ 'યક્ષેશ્વર' નામનો યક્ષ છે। તે કૃષ્ણ વર્ણવાળો, હાથીની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે। તે ડાબા હાથોમાં ધનુષ અને ઢાલને તથા જમણા હાથોમાં બાણ અને તરવારને ધારણ કરે છે।

४—वज्रशृङ्खला देवीनु स्वरूप—

सनागपाशोरूफलाक्षसूत्रा, हसाधिरूढा वरदानभुक्ता ।
हेमप्रभार्द्धत्रिधनु शतोच्च तार्थेशनम्रा पविशृङ्खलार्चा ॥ ४ ॥

સાડા ત્રણસો ધનુષના શરીરવાળા શ્રીઅભિનંદન ભગવાનની શાસનદેવી 'વજ્રશૃંખલા' નામની દેવી છે, તે સુવર્ણના જેવી કાંતિવાળી, હંસની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। તે હાથોમાં નાગપાશ બીજોરૂ, માળા અને વરદાનને ધારણ કરે છે।




५-तुम्बरूयक्षनु स्वरूप—

सर्पोपवीतं द्विकपन्नगोर्ध्वं करं स्फुरद्दानफलान्यहस्तम् ।
कोकाङ्कनम्रं गरुडाधिरूढं, श्रीतुम्बरं श्यामरुचिं यजामि ॥ ५ ॥

ચકવાના ચિહ્નવાળા શ્રી સુમતિનાથ જિનેશ્વરના શાસનદેવ 'તુમ્બરૂ' નામનો યક્ષ છે। તે શ્યામવર્ણવાળો ગરુડની સવારી કરનારો, સર્પની જનોઈને ધારણ કરનારો અને ચાર ભુજાવાળો છે તે ઉપરના બંને હાથમાં સર્પને તથા નીચેના જમણા હાથમાં વરદાન અને ડાબા હાથમાં ફળને ધારણ કરે છે।

५—पुरुषदत्ता (खड्गवरा) देवीनु स्वरूप—

गजेन्द्रगा वज्रफलोद्यचक्र वराङ्गहस्ता कनकोज्ज्वलाङ्गी ।
गृह्णानुदण्डत्रिशतोन्नतार्हन्, नतार्चना खड्गवराच्यते त्वम् ॥ ५ ॥

ત્રણસો ધનુષના શરીરવાળા શ્રીસુમતિનાથ ભગવાનની શાસનદેવી 'ખડ્ગવરા' (પુરુષદત્તા) નામની દેવી છે, તે સુવર્ણવર્ણવાળી, હાથીની સવારી કરનારી, અને ચાર ભુજાવાળી છે। તે હાથોમાં વજ્ર, ફળ, ચક્ર અને વરદાનને ધારણ કરનારી છે।




४—यक्षेश्वरयक्षनु स्वरूप—

प्रेङ्खनधनु खेटकवामपाणि, सकङ्कपत्रास्यपसव्यहस्तम् ।
श्याम करिस्थं कपिकेतुभक्त, यक्षेश्वर यक्षमिहार्चयामि ॥ ४ ॥

નાદરા ।। ચિહ્નવાળા શ્રીઅભિન ન્દન ભગવાનના શાસનદેવ ' યક્ષેશ્વર ' નામનો યક્ષ છે। તે કૃ ા વર્ણવાળો, હાથીની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે। તે ડાબા હાથોમા ધનુષ અને ઢાલને તથા જમણા હાથોમા બાણ અને તરવારને ધારણ કરે છે।

४—वज्रशृङ्खला देवीनु स्वरूप—

सनागपाशोरूफलाक्षसूत्रा, हसाधिरूढा वरदानभुक्ता ।
हेमप्रभार्द्धत्रिधनु शतोच्च तार्थेशनम्रा पविशृङ्खलार्चा ॥ ४ ॥

સા ા ત્રણ સો ધનુષના શરીરવાળા શ્રીઅભિન ન ભગવાનની શાસનદેવી 'વજ્રશખલા' નામની દેવી છે, તે સુવર્ણના જેવી કાંતિવાળી, હંસની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। તે હાથોમા નાગપાશ બીજોરૂ, માળા અને વરદાનને ધારણ કરે છે।




७—मातंगयक्षनु स्वरूप—

सिंहाधिरोहस्य सदण्डशूल सव्यान्यपाणे कुटिलाननस्य ।
कृष्णत्विष स्वस्तिककेतुभक्ते मातङ्गयक्षस्य करोमि पूजाम् ॥ ७ ॥

स्वस्तिकना चिह्नवाळा श्रीसुपार्श्वनाथ भगवानना शासनदेव 'मातंग' नामनो यक्ष छे, ते कृष्णवर्णवाळो, सिंहनी सवारी करनारो, कुटिल मुखवाळो अने बे हाथवाळो छे, जमणा हाथमां त्रिशूल अने डाबा हाथमां दंड धारण करनारो छे।

७—काली (मानवी) देवीनु स्वरूप—

सिता गोवृषगा घण्टा, फलशूलवरान्विताम् ।
यजे कालीं द्विको दण्ड शतोच्छ्रायजिनाश्रयाम् ॥ ७ ॥

बसो धनुषना शरीरवाळा श्रीसुपार्श्वनाथ भगवाननी शासन देवी 'काली (मानवी) नामनी देवी छे। ते सफेद वर्णवाळी, बळदियानी सवारी करनारी अने चार भुजावाळी छे। ते हाथोमां घंटा, फळ, त्रिशूल अने वरदानने धारण करनारी छे।







६—पुष्पयक्षनु स्वरूप—

मृगारुह कुन्तवरापसव्य कर सखेटाऽभयसव्यहस्तम् ।
श्यामागमब्जध्वजदेवसेव्य, पुष्पाख्ययक्ष परितर्पयामि ॥ ६ ॥

કમળના ચિહ્નવાળા શ્રીપદ્મપ્રભજિનના શાસનદેવ 'પુષ્પ' નામનો યક્ષ છે, તે કૃષ્ણવર્ણ વાળો, હરણની સવારી કરનારો અને ચાર * ભુજાવાળો છે। તે જમણા હાથોમા ભાલા અને વરદાનને, તથા ડાબા હાથોમા ઢાલ અને અભયને ધારણ કરનારો છે।

६—मनोवेगा ( मोहिनी ) देवीनु स्वरूप—

तुरगवाहनादेवी मनोवेगा चतुर्भुजा ।
वरदा काञ्चनछाया सोल्लासिफलकायुधा ॥ ६ ॥

શ્રીપદ્મપ્રભજિનની શાસનદેવી 'મનોવેગા' ( મોહિની ) નામની દેવી છે, તે સુવર્ણવર્ણ વાળી, ઘોડાની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે, તે હાથોમા વરદાન, તરવાર, ઢાલ અને ફળને ધારણ કરે છે।

* વસુનન્દિપ્રતિષ્ઠાકલ્પમા બે ભુજાવાળા લખે છે।




९—अजितयक्षनु स्वरूप—

सहाक्षमालावरदानशक्ति फलापसव्यापरपाणियुग्म ।

स्वारूढकूर्मो मकराङ्कभक्तो, गृह्णातु पूजामजित सिताभ ॥१॥

મઘરના ચિ હુનાળા શ્રીસુવિધિનાથ જિનેશ્વરના શાસનદેવ 'અજિત' નામનો યક્ષ છે, તે સફેદ વર્ણવાળો, કાચબાની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે, તેના જમણા હાથ અક્ષમાળા અને વરદાન યુક્ત તથા ડાબા હાથ શક્તિ અને ફળ યુક્ત છે।

९—महाकाली ( भृकुटी ) देवीनु स्वरूप—

कृष्णा कूर्मासना धन्व शतोन्नतजिनानता ।

महाकालीज्यते वज्र फलमुद्गरदानयुक् ॥ १ ॥

એકસો ધનુષના શરીરવાળા શ્રીસુવિધિનાથ ભગવાનની શાસનદેવી 'મહાકાલી' નામની દેવી છે, તે કૃષ્ણવર્ણવાળી, કાચબાની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે, તેના હાથોમા વજ્ર, ફળ, મુદ્ગર અને વરદાન છે।




८—श्यामयक्षनु स्वरूप—

यजे स्वधित्युग्यफलाक्षमाला वराङ्कवामान्यकर त्रिनेत्रम् ।
कपोतपत्र प्रभयारयया च, श्याम कृतेन्दुध्वजदेवसेवम् ॥ ८ ॥

ચદ્રમાના ચિ હનાળા શ્રીચદ્રપ્રભજિનેશ્વરના શાસનદેન 'શ્યામ' નામનો યક્ષ છે, તે કૃષ્ણ વર્ણનાળો કબુતરની સનારી કરનારો, ત્રણ નેત્રનાળો અને ચાર ભુજાનાળો છે, તે ડાબા હાથમા ફરસી અને ફળને તથા જમણા હાથમા માળા અને વરદાનને ધારણ કરે છે।

८—ज्वालिनी (ज्वालामालिनी) देवीनु स्वरूप—

चन्द्रोज्ज्वला चक्रशरासपाश चर्मत्रिशूलेपुझषासिहस्ताम् ।
श्रीज्वालिनीं सार्द्धधनु शतोच्च जिनानता कोणगता यजामि ॥ ८ ॥

દોઢ સો ધનુરના શરીરનાળા શ્રીચદ્રપ્રભજિનેશ્વરની શાસનદેવી 'જ્વાલિની (જ્વાલામાલિની) નામની દેવી છે। તે સફેદ વર્ણનાળી, પાડાની સનારી કરનારી અને આઠ ભુજાનાળી છે। તે * હાથોમા ચક્ર, ધનુષ, નાગપાશ, ઢાલ, ત્રિશૂલ, બાણ, માછલી અને તરવારને ધારણ કરે છે।

* હેલાચાય કૃત જ્વાલામાલિની કલ્પમા-ત્રિશૂલ પાશ માછલી ધનુષ બાણ ફળ વરદાન અને ચક્ર આ પ્રમાણે શસ્ત્રો બતાવે છે।







११—ईश्वरयक्षनु स्वरूप—

त्रिशूलदण्डान्वितवामहस्त करेऽक्षसूत्र त्वपरे फल च ।
बिभ्रत् सितो गण्डककेतुभक्तो लात्वीश्वरोऽर्च्यां वृषगस्त्रिनेत्र ॥११॥

ગેંડાના ચિહ્નવાળા શ્રીશ્રેયાંસનાથ તીર્થંકરના શાસનદેવ 'ઈશ્વર' નામનો યક્ષ છે। તે સફેદ વર્ણવાળો, બળદની સવારી કરનારો, ત્રણ નેત્રવાળો અને ચાર ભુજાવાળો છે। ડાબા હાથોમા ત્રિશૂલ અને દંડને, તથા જમણા હાથોમા માળા અને ફળને ધારણ કરે છે।

११—गौरी (गौमेधकी) देवीनु स्वरूप—

समुद्गराब्जकलशा वरदा कनकप्रभाम् ।
गौरीं यजेऽशीतिधनु प्रांशु देवीं मृगोपगाम् ।

એંસી ધનુષના શરીરવાળા શ્રીશ્રેયાંસનાથ ભગવાનની શાસનદેવી 'ગૌરી' (ગૌમેધકી) નામની દેવી છે, તે સુવર્ણવર્ણવાળી, હરણની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। હાથોમા મુદ્ગર, કમળ, કળશ અને વરદાનને ધારણ કરે છે।




१०—ब्रह्मयक्षनु स्वरूप—

श्रीवृक्षकेतननतो धनुदण्डखेट वज्राढ्यसव्यसय इन्दुसितोऽम्बुजस्थ ।
ब्रह्मा शरस्त्रांधतिखड्गवरप्रदान व्यग्रान्यपाणिरुपयातु चतुर्मुखोऽर्चाम् ॥१०॥

શ્રીવૃક્ષના ચિ હનાળા શ્રીશીતનનાથ ભગવાનના શાસનદેન 'બ્રહ્મા' નામનો યક્ષ છે, તે સફેદ વર્ણનાળો, કમળના આસન ઉપર બેઠેલો, ચાર મુખનાળો અને આઠ ભુજાનાળો છે। તે ડામા હાથોમા ધનુષ દડ, ગાલ અને વજ્રને તથા જમણા હાથોમા બાણ ફરસી, તરનાર અને વરદાનને ધારણ કરે છે।

१०—मानवी ( चामुडा ) देवीनु स्वरूप—

झषदामरूचक्दानोचितहस्ता कृष्णकालगा हरिताम् ।
नवतिधनुस्तुगुंजिनप्रणतामिह मानवीं प्रयजे ॥ १० ॥

નેવુ ધનુષના શરીરનાળા શ્રીશીતલનાથ તીર્થંકરના શાસનદેવી માનવી' (ચામુ ા) નામની દવી છે। તે લીલા વર્ણનાળી, કાળા સુનરની સનારી કરનારી, અને ચાર ભુજાનાળી છે। તે હાથોમા માછલી, માળા, બીજોરૂ અને વર ાનને ધારણ કરે છે।




१३—चतुर्मुखयक्षनु स्वरूप—

यक्षो हरित् सपरशूपरिमाष्टपाणि कौक्षेयकाक्षमणिखेटकदण्डमुद्रा ।
बिभ्रच्चतुर्भिरपरैः शिखिग किराङ्क नम्र प्रतृप्यतु यथार्थचतुर्मुखाख्य ॥१३॥

સુવરના ચિહ્નવાળા શ્રીવિમલનાથ ભગવાનના શાસનદેવ 'ચતુર્મુખ' નામનો યક્ષ છે, તે લીલા વર્ણનો, મોરની સવારી કરનારો, * ચાર મુખવાળો અને બાર ભુજાવાળો છે। ઉપરના આઠ હાથોમાં ફરસીને તથા બાકીના ચાર હાથોમાં તરવાર, માળા, ઢાલ અને દંડને ધારણ કરનારો છે।

१३—वैरोटी देवीनु स्वरूप—

षष्टिदण्डोच्चतीर्थेश नता गोनसवाहना ।
ससर्पचापसर्पेषु वैरोटी हरिताच्यते ॥ १३ ॥

સાઠ ધનુષ પ્રમાણના શરીરવાળા શ્રીવિમલનાથ ભગવાનની શાસનદેવી 'વૈરોટી' નામની દેવી છે। તે લીલા વર્ણવાળી, સાપની સવારી કરનારી, અને ચાર ભુજાવાળી છે। ઉપરના બન્ને હાથમાં સર્પને તથા નીચેના જમણા હાથમાં બાણ અને ડાબા હાથમાં ધનુષને ધારણ કરે છે।

* પ્રતિષ્ઠા તિલકમાં છ મુખવાળો લખે છે।




૧૨—કુમારયક્ષનું સ્વરૂપ—

शुभ्रो धनुर्बभ्रुफलाढ्यसव्य हस्तोऽन्यहस्तेषुगदेष्टदान ।
लुलायलक्ष्मप्रणतास्त्रिरस्त्र प्रमोदता हसचर कुमार ॥१२॥

પા ાના ચિ હનાળા શ્રીવાસુપૂજ્ય ભ ાનાનના શાસનદેવ 'કુમાર' નામનો યક્ષ છે। તે સફે વર્ણનાળો, હંસની સવારી કરનારો ત્રણ મુખવાળો અને છ હાથનાળો છે। તેના ડાબા હાથોમા ધનુર, નોળીઓ અને ફળ છે, તથા જમણા હાથોમા બાણ, ગ ા અને વર ાન છે।

૧૨—ગાધારી ( વિદ્યુ માલિની ) દેવીનુ સ્વરૂપ—

सपद्ममुसलाम्भोज दाना मकरगा हरित् ।
गान्धारी सप्तर्तीर्यास तुङ्गप्रभुनतार्च्यते ॥ १२ ॥

સીત્તેર ધનુષના શરીરવાળા શ્રીવાસુપૂજ્ય તીર્થંકરની શાસનદેવી 'ગાધારી' (વિદ્યુ માલિની) નામની દેવી છે। તે લીલા વર્ણનાળી, મઘરની સવારી કરનારી, અને ચાર ભુજાનાળી છે। તે ઉપરના બન્ને હાથોમા કમળને, તથા નીચેના જમણા હાથમા વર ાન અને નીચેના ડાબા હાથમા મસળને ધારણ કરે છે।




१५—किन्नरयक्षनु स्वरूप—

सचक्रवज्राङ्कुशवामपाणि , समुद्गराक्षालिवरान्यहस्त ।
प्रवालवर्णस्त्रिमुखो झषस्थो वज्राङ्कभक्तोऽञ्चतु किन्नरोऽर्च्याम् ॥१५॥

વજ્રના ચિહ્નવાળા શ્રીધર્મનાથ ભગવાનના શાસનદેવ 'કિન્નર' નામનો યક્ષ છે, તે પરવાળાના જેવો વર્ણવાળો, માછલીની સવારી કરનારો, ત્રણ મુખવાળો અને છ ભુજાવાળો છે। ડાબા હાથોમા ચક્ર, વજ્ર અને અંકુશને તથા જમણા હાથોમા મુદ્ગર, માળા અને વરદાનને ધારણ કરે છે।

१५—मानसी ( परभृता ) देवीनु स्वरूप—

साम्बुजधनुर्दानाङ्कुशशरोत्पला व्याघ्रगा प्रवालनिभा ।
नवपञ्चकचापोच्छ्रितजिननम्रा मानसीह मान्येत ॥१५॥

પીસ્તાલીશ ધનુષના શરીરવાળા શ્રીધર્મનાથ ભગવાનની શાસનદેવી 'માનસી' ( પરભૃતા ) નામની દેવી છે। તે પરવાળા જેવી વર્ણવાળી, વાઘની સવારી કરનારી અને છ ભુજાવાળી છે। હાથોમા કમળ, ધનુષ, વરદાન અંકુશ, બાણ અને કમળને ધારણ કરે છે।







१४—पातालयक्षनु स्वरूप—

पातालकः सस्रणिशूलकजापसव्य हस्त कषाहलफलाङ्कितसव्यपाणि ।
सेधाध्वजैकशरणो मकराधिरूढो, रक्तोऽर्च्यता त्रिफणनागशिरास्त्रिवक्त्र ॥१४॥

સે ડીના ચિ હ્નવાળા શ્રીઅનન્તનાથ જિનેશ્વરના શાસનદેવ 'પાતાલ' નામનો યક્ષ છે। તે લાલવર્ણવાળો મઘરની સવારી કરનારો, ત્રણ મુખવાળો, માથા ઉપર સાપની ત્રણ ફણાને ધારણ કરનારો અને છ હાથવાળો છે। તે જમણા હાથોમા અંકુશ, ત્રિશૂલ અને કમળને તથા ડાબા હાથોમા ચાબુક, હળ અને ફળને ધારણ કરે છે।

१४—अनन्तमती ( विजम्भिणी ) देवीनु स्वरूप—

हेमाभा हसगा चाप फलबाणवरोद्यता ।
पञ्चाशच्चापतुगार्हद् भक्तानन्तमतीर्ज्यते ॥ १४ ॥

પચાસ ધનુષના શરીરવાળા શ્રીઅનન્તનાથ ભગવાનની શાસનદેવી 'અનન્તમતી' (વિજમ્ભિણી) નામની દેવી છે। તે સુવર્ણવર્ણવાળી, હંસની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। તે હાથોમા ધનુષ બીજોરું, બાણ અને વરદાનને ધારણ કરે છે।




१७—गधर्वयक्षनु स्वरूप—

सनागपाशोर्ध्वकरद्वयोऽध करद्वयात्तेपुधनु सुनाल ।
गन्धर्वयक्ष स्तभकेतुभक्त, पूजामुपैतु श्रितपक्षियान ॥ २७ ॥

બમ્રાના ચિહ્નવાળા શ્રીકુંથુનાથ ભગવાનના શાસનદેવ ' ગધર્વ ' નામનો યક્ષ છે, તે કૃષ્ણ વર્ણવાળો, પક્ષીની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે। તે ઉપરના બન્ને હાથોમા નાગપાશને તથા નીચેના બન્ને હાથોમા અનુક્રમે ધનુષ અને બાણને ધારણ કરે છે।

१७—जया ( गाधारी ) देवीनु स्वरूप—

सचक्रशङ्खासिवरा रुक्माभा कृष्णकोलगाम् ।
पञ्चत्रिंशद्धनुस्तुग्जिननम्रा यजे जयाम् ॥ १७ ॥

પાંત્રીશ ધનુષના શરીરવાળા શ્રીકુંથુનાથ ભગવાનની શાસનદેવી 'જયા (ગાંધારી) નામની દેવી છે। તે સુવર્ણવર્ણવાળી કાળા સુવરની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। હાથોમા ચક્ર, શખ, તરવાર અને વરદાનને ધારણ કરે છે।

१५-किन्नरयक्ष



१५-मानसी(परभृता)देवी



१६—गरुडयक्षनु स्वरूप—

वक्राननोऽधस्तनहस्तपद्म फलोऽन्यहस्तापितवज्रचक्र ।
मृगध्वजार्हत्प्रणत सपर्यां, श्याम किटिस्थो गरुडोऽभ्युपैतु ॥१६॥

હરણના ચિહ્નવાળા શ્રીશાંતિનાથ ભગવાનના શાસનદેવ 'ગરુડ' નામનો યક્ષ છે। તે વાંકા મુખવાળો, કૃષ્ણવર્ણવાળો સુવરની સવારી કરનારો અને ચાર ભુજાવાળો છે। નીચેના બન્ને હાથમાં કમળ અને ફળને તથા ઉપરના બન્ને હાથમાં વજ્ર અને ચક્રને ધારણ કરે છે

મહામાનસી ( कन्दर्पा ) देवीनु स्वरूप—

चक्रफलेढिवराङ्कितकरा महामानसीं सुवर्णाभाम् ।
शिखिगा चत्वारिंशद्धनुरुन्नतजिनमता प्रयजे ॥ १६ ॥

ચાલીશ ધનુષના શરીરવાળા શ્રીશાંતિનાથ ભગવાનની શાસનદેવી 'મહામાનસી' નામની દેવી છે। તે સુવર્ણવર્ણવાળી, મોરની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। હાથોમાં ચક્ર, ફળ, ઈંઢી (?) અને વરદાનને ધારણ કરે છે।




१९—कुबेरयक्षनु स्वरूप—

सफलकधनुर्दण्डपद्मखड्गप्रदरसुपाशवरप्रदाष्टपाणिम् ।
गजगमनचतुर्मुखेन्द्रचापद्युतिकलशाङ्कनत यजे कुबेरम् ॥ १९ ॥

કળશના ચિહ્નવાળા શ્રીમલ્લિનાથ ભગવાનના શાસનદેવ 'કુબેર' નામનો યક્ષ છે। તે ઇન્દ્રધનુષના જેવા વર્ણવાળો, હાથીની સવારી કરનારો, ચાર મુખવાળો અને આઠ હાથવાળો છે। તે હાથોમા ઢાલ, ધનુષ, દંડ, કમળ, તલવાર, બાણ, નાગપાશ અને વરદાનને ધારણ કરે છે।

१९—अपराजिता देवीनु स्वरूप—

पञ्चविंशतिचापोच्चदेवसेव्यापराजिता ।
शरभस्थार्च्यते खेटफलासिवरयुग् हरित् ॥ १९ ॥

પચીસ ધનુષની ઊંચાઈવાળા શ્રીમલ્લિનાથ ભગવાનની શાસનદેવી 'અપરાજિતા' નામની દેવી છે। તે લીલા વર્ણવાળી, અષ્ટાપદની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। હાથોમા ઢાલ, ફળ, તલવાર અને વરદાનને ધારણ કરે છે।







१८—खेन्द्रयक्षनु स्वरूप—

आरभ्योपरिमात्करेषु कलयन् वामेषु चाप पविं,
पाश मुद्गरमङ्कुश च वरद षष्ठेन युञ्जन् परै ।
बाणाम्भोजफलस्रगच्छपटली लीलाविलासांस्त्रिदृक् ।
षड्वक्त्रप्रगराङ्कभाक्तिरसित खेन्द्रोऽर्च्यते शङ्खग ॥१८॥

માછલીના ચિહ્નવાળા શ્રીઅરનાથ ભગવાનના શાસનદેવ 'ખેન્દ્ર' નામનો યક્ષ છે। તે કૃષ્ણવર્ણવાળો, શંખની સવારી કરનારો, ત્રણ ત્રણ નેત્રવાળા એવા છ મુખવાળો અને બાર ભુજાવાળો છે। તે ડાબા હાથોમાં ધનુષ, વજ્ર, પાશ, મુદ્ગર, અંકુશ અને વરદાનને તથા જમણા હાથોમાં બાણ, કમળ, બીજોરૂ, મોટી અક્ષમાળા અને અભયને ધારણ કરે છે।

१८—तारावती (काली) देवीनु स्वरूप—

स्वर्णाभा हंसगा सर्प मृगवज्रवरोद्धराम् ।
चाये तारावतीं त्रिंशच्चापोच्चप्रभुभाक्तिकाम् ॥ १८ ॥

ત્રીશ ધનુષના શરીરવાળા શ્રીઅરનાથ ભગવાનની શાસનદેવી 'તારાવતી' (કાલી) નામની દેવી છે। તે સુવર્ણવર્ણવાળી, હંસની સવારી કરનારી, અને ચાર ભુજાવાળી છે। હાથોમાં સાપ, હરણ, વજ્ર અને વરદાનને ધારણ કરે છે।




२१—भृकुटीयक्षनु स्वरूप—

खेटासिकोदण्डशराङ्कुशाब्ज चक्रेष्टदानोल्लसिताष्टहस्तम् ।
चतुर्मुखं नन्दिगमुत्पलाङ्कं भक्त जपाभं भृकुटिं यजामि ॥ २१ ॥

લાલ કમળના ચિહ્નવાળા શ્રીનમિનાથ જિનેશ્વરના શાસનદેવ 'ભ્રકુટિ' નામનો યક્ષ છે। તે લાલ વર્ણવાળો સાંઢની સવારી કરનારો, ચાર મુખવાળો અને આઠ ભુજાવાળો છે। હાથોમાં ઢાલ, તરવાર, ધનુષ, બાણ, અંકુશ, કમળ, ચક્ર અને વરદાનને ધારણ કરે છે।

२१—चामुंडा ( कुसुममालिनी ) देवीनु स्वरूप—

चामुण्डा यष्टिखेटाक्ष सूत्रखड्गोत्कटा हरित् ।
मकरस्थार्च्यते पञ्च दशदण्डोन्नतेशभाक् ॥ २१ ॥

પંદર ધનુષના શરીરવાળા શ્રીનમિનાથ તીર્થંકરની શાસનદેવી 'ચામુંડા' નામની દેવી છે। તે લીલા વર્ણવાળી મગરની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। તે હાથોમાં [illegible], માળા અને તરવારને ધારણ કરે છે।




२०—वरुणयक्षनु स्वरूप—

जटाकिरीटोऽष्टमुखस्त्रिनेत्रो, वामान्यखेटासिफलेष्टदान ।
कूर्माङ्कनम्रो वरुणो वृषस्थ, श्वेता महाकाय उपैतु तृप्तिम् ॥ २० ॥

કાચબાના ચિહ્નવાળા શ્રીમુનિસુવ્રત જિનેશ્વરના શાસનદેવ 'વરુણ' નામનો યક્ષ છે। તે સફેદ વર્ણવાળો, બળદની સવારી કરનારો, જટાના મુકુટવાળો, ત્રણ ત્રણ નેત્રવાળા એવા આઠ મુખવાળો અને ચાર ભુજાવાળો છે। ડાબા હાથોમાં ઢાલ અને ફળને તથા જમણા હાથોમાં તરવાર અને વરદાનને ધારણ કરે છે।

२०—बहुरूपिणी देवीनु स्वरूप—

पीता विंशतिचापोच्चस्वामिका बहुरूपिणीम् ।
यजे कृष्णाहिगा खेटफलखड्गवरोत्कराम् ॥ २० ॥

વીશ ધનુષના શરીરવાળા શ્રીમુનિસુવ્રત ભગવાનની શાસનદેવી 'બહુરૂપિણી' (સુગંધિની) નામની દેવી છે। તે પીળા વર્ણવાળી, કાળા સર્પની સવારી કરનારી અને ચાર ભુજાવાળી છે। હાથોમાં ઢાલ, ફળ, તરવાર અને વરદાનને ધારણ કરે છે।

ભુજાવાળી છે। ડાબા હાથમા પ્રિયંકર નામના પુત્રના પ્રેમને માટે આંબાની ડાળીને તથા જમણે હાથે બીજા શુભંકર નામના પુત્રને ધારણ કરવાવાળી છે।




२३—धरणेन्द्रयक्षनु स्वरूप—

ऊर्ध्वद्विहस्तधृतवासुकिरुद्भटाध सव्यान्यपाणिफणिपाशवरप्रणन्ता ।
श्रीनागराजककुदं धरणोऽभ्रनील, कूर्मश्रितो भजतु वासुकिमौलिरिज्याम् ॥२३॥

નાગરાજના ચિહ્નવાળા શ્રીપાર્શ્વનાથ ભગવાનના શાસનદેવ 'धरणेन्द्र' નામનો યક્ષ છે। તે આસમાની વર્ણવાળો, કાચબાની સવારી કરનારો, મુકુટમા સર્પના ચિહ્નવાળો અને ચાર ભુજાવાળો છે। તે ઉપરના બન્ને હાથોમા સર્પને, તથા નીચેના ડાબા હાથમા નાગપાશને અને જમણા હાથમા વરદાનને ધારણ કરે છે।

२३—पद्मावती देवीनु स्वरूप—

देवी पद्मावतीनाम्ना रक्तवर्णा चतुर्भुजा ।
पद्मासनाङ्कुशं धत्ते स्वक्षसूत्रं च पङ्कजम् ॥
अथवा षड्भुजादेवी चतुर्विंशति सद्भुजा ।




२२—गोमेदयक्षनु स्वरूप—

श्यामस्त्रिवक्त्रो द्रुघण कुठार, दण्ड फल वज्रवरौ च बिभ्रत् ।
गोमेदयक्ष क्षितशङ्खलक्ष्मा, पूजा नृवाहोऽर्हतु पुष्पयान ॥ २२ ॥

શખના ચિહ્નવાળા શ્રીનેમનાથ તીર્થંકરના શાસનદેવ ' ગોમે  નામનો યક્ષ છે। તે કૃષ્ણ વર્ણવાળો, ત્રણ મુખવાળો, પુષ્પના આસન પર બેસનારો, મનુષ્યની સવારી કરનારો અને છ હાથવાળો છે। હાથોમા મુ ગર ફરસી, ડ, ળ, વજ્ર અને વર ાનને ધારણ કરે છે।

२२—अ म्रा ( कुष्माडिनी ) देवीनु स्वरूप—

सव्येकद्युपगप्रियङ्करसुतुक्प्रीत्यै करे बिभ्रतीं,
दिव्याम्रस्तबक शुभकरकर श्लिष्टान्यहस्ताङ्गुलिम् ।
सिंहे भर्तृचरे स्थिता हरितभा माम्रद्रुमच्छायगा,
वन्दारु दशकार्मुकोच्छ्रयजिन देवीमिहाम्रा यजे ॥ २२ ॥

શ ધનુષના શરીરવાળા શ્રીનેમનાથ ભગવાનની શાસનદેવી 'આમ્રા' (કુષ્માનિની) દેવી છે। તે લીલા વર્ણવાળી સિંહની સવારી કરનારી, આમાની છાયામા વસનારી અને બે

२४—मातगयक्षनु स्वरूप—

मुद्गप्रभो मूर्द्धनि धर्मचक्र, बिभ्रत्फल वामकरेऽथ यच्छन् ।
वर करिस्थो हरिकेतुभक्तो, मातङ्गयक्षोऽङ्गतु तुष्टिमिष्टया ॥ २४ ॥

સિંહના ચિહ્નવાળા શ્રીમહાવીરસ્વામીના શાસનદેવ ' માત ।' નામનો યક્ષ છે । તે મગ જેના લીલા વર્ણવાળો, હાથીની સવારી કરનારો, મસ્તક ઉપર ધર્મચક્રને ધારણ કરનારો અને બે હાથવાળો છે । ડાબા હાથમા બીજોરૂ અને જમણા હાથમા વરદાનને ધારણ કરે છે ।

२४—सिद्धायिका देवीनु स्वरूप—

सिद्धायिका सप्तकरोच्छ्रिताङ्ग जिनाश्रया पुस्तकदानहस्ताम् ।
श्रिता सुभद्रासनमत्र यज्ञे, हेमद्युति सिंहगति यजेहम् ॥ २४ ॥

સાત હાથના ઉંચા શરીરવાળા શ્રીમહાવીરસ્વામીની શાસનદેવી ' સિદ્ધાયિકા ' નામની દેવી છે । તે સુવર્ણવર્ણવાળી, ભદ્રાસન ઉપર બેઠેલી, સિંહની સવારી કરનારી અને બે ભુજાવાળી છે । ડાબા હાથમા પુસ્તક અને જમણા હાથમા વરદાનને ધારણ કરે છે ।






पाशासिकुन्तबालेन्दु गदामुसलसयुतम् ॥
भुजाषट्क समाख्यात चतुर्विंशतिरुच्यते ।
शङ्खासिचक्रबालेन्दु पद्मोत्पलशरासनम् ॥
शक्ति पाशाङ्कुश घण्टा बाण मुसलखेटकम् ।
त्रिशूल परशु कुन्त वज्र माला फल गदाम् ॥
पत्र च पल्लव धत्ते वरदा धर्मवत्सला ।

શ્રીપાર્શ્વનાથ તીર્થંકરની શાસનદેવી 'પદ્માવતી' નામની દેવી છે। તે લાલ વર્ણવાળી, * કમળના આસનવાળી અને × ચાર ભુજાઓમા અંકુશ, માળા, કમળ અને વરદાનને ધારણ કરનારી છે। તેમજ તે ૭ અથવા ચોવીસ ભુજાવાળી પણ છે। છ હાથોમા પાશ, તરવાર, ભાલા બાલચંદ્રમા, ગદા, અને મૂસળને ધારણ કરનારી છે। તથા ચોવીશ હાથોમા અનુક્રમે શંખ, તરવાર, ચક્ર, બાલચંદ્રમા, સફેદ કમળ, લાલ કમળ, ધનુષ, શક્તિ, પાશ, અંકુશ, ઘંટ, બાણ, મૂસળ, ઢાલ, ત્રિશૂલ, ફરસી, ભાલા, વજ્ર, માળા, ફળ, ગદા, પાન, નવીન પાનનો ગુચ્છો અને વરદાનને ધારણ કરે છે। ॥ ૨૩ ॥







* આશાધર કૃત પ્રતિષ્ઠાપાઠમા કુર્કુટસર્પની સવારી કરનારી અને કમળના આસન ઉપર બેઠેલી તેમજ માથા ઉપર સર્પની ત્રણ ફણાના ચિહ્નવાળી લખી છે। × પદ્માવતી ... ચાર ભુજાઓમા પાશ ફળ વરદાન અને અંકુશને ધારણ કરનારી લખી છે।

गेहाकारे चेइअ वज्जिज्जा माहमास अगणिभय ।
सिहरजुअ जिणभुवणे बिंबपवेसो सया भणिओ ॥ ४ ॥
आसाढे वि पइट्ठा कायव्वा केइ सूरिणो भणइ ।
पासायगब्भगेहे बिंबपवेसो न कायव्वो ॥ ५ ॥

ઘર દેહરાસરનો આરંભ માઘ માસમા કરે તો અગ્નિનો ભય થાય, તે માટે માઘમાસમા ઘર મંદિર બનાવવાનો આરંભ કરવો નહિ। પરંતુ શિખરવાળા મંદિરનો આરંભ અને બિંબનો પ્રવેશ થઈ શકે છે। આષાઢ માસમા પ્રતિષ્ઠા થઈ શકે છે, તેમ કોઈ આચાર્યો કહે છે। પરંતુ પ્રાસાદના ગભારામા બિંબપ્રવેશ કરાવવો નહિ ॥ ૫-૪ ॥

तिथि शुद्धि—

छट्ठी रित्तट्ठमी बारसी अ अमावसा गयतिहीओ ।
वुड्ढतिहि कूरदड्ढा वज्जिज्ज सुहेसु कम्मेसु ॥ ६ ॥

છઠ, રિક્તા તિથિ (૪, ૯, ૧૪), આઠમ, બારમ, અમાવસ, ક્ષય તિથિ, વૃદ્ધિતિથિ, ક્રૂરતિથિ અને દગ્ધાતિથિ એ શુભ કાર્યમા વર્જવી ॥ ૬ ॥

क्रूरतिथि—

त्रिशश्चतुर्णामपि मेषसिंह धन्वादिकाना क्रमतश्चतस्र ।
पूर्णाश्चतुष्कत्रितयस्य तिस्र स्त्याज्या तिथि क्रूरयुतस्य राशे ॥ ७ ॥

મેષ આદિ, સિંહ આદિ અને ધન આદિ ચાર ચાર રાશિઓના ત્રણ ચતુષ્ક કરવા, તેમા પ્રથમમા પડવા આદિ ચાર તિથિ અને પાચમ, બીજા ચતુષ્કમા છઠ આદિ ચાર તિથિ અને દશમ, ત્રીજા ચતુષ્કમા અગ્યારસ આદિ ચાર તિથિ અને પૂનમ, એ ક્રૂરતિથિ છે, તેમા શુભકાર્ય કરવુ નહિ। ઉપર બતાવેલ રાશિઓ ઉપર સૂર્ય, મંગલ, શનિ અથવા રાહુ આદિ કોઈ એકપણ પાપગ્રહ હોય ત્યારે ક્રૂરતિથિ માનવામા આવે છે, અન્યથા ક્રૂરતિથિ માનવી નહિ ॥ ૭ ॥

क्रूरतिथि यंत्र—

| | | | | | |
|---|---|---|---|---|---|
| मेष | १-५ | सिंह | ६-१० | धन | ११-१५ |
| वृष | २-५ | कन्या | ७ १० | मकर | १२-१५ |
| मिथुन | ३-५ | तुला | ८ १० | कुंभ | १३-१५ |
| कर्क | ४- | वृश्चिक | ९-१० | मीन | १४-१५ |

# प्रतिष्ठादिना मुहूर्त्त D

નીચેના મુહૂર્તો આરંભસિદ્ધિ, દિનશુદ્ધિ, લગ્નશુદ્ધિ, મુહૂર્ત ચિંતામણિ, મુહૂર્ત માર્તણ્ડ, જ્યોતિર રત્નમાળા અને જ્યોતિર હીર આદિ ગ્રંથોના આધારે લખેલા છે।

वर्षनी शुद्धि—

सवत्सरस्य मासस्य दिनस्यर्क्षस्य सर्वथा ।
कुजवारोज्झिता शुद्धि प्रतिष्ठाया विवाहवत् ॥ १ ॥

સિંહસ્થ ગુરૂના વર્ષને છોડીને વર્ષ, માસ, દિન, નક્ષત્ર અને મંગલવારને છોડીને બીજા શુભવારો એ બધાની શુદ્ધિ જેમ વિવાહના કાર્યમા જોવાય છે, તેમ પ્રતિષ્ઠાના કાર્યમા પણ જોવી જોઈએ ॥ ૧ ॥

अयन शुद्धि—

गृहप्रवेशत्रिदशप्रतिष्ठा विवाहचूडाव्रतबन्धपूर्वम् ।
सौम्यायने कर्म शुभ विधेय, यद्गर्हित तत्खलु दक्षिणे च ॥ २ ॥

ગૃહપ્રવેશ, દેવની પ્રતિષ્ઠા, વિવાહ મુંડન સસ્કાર અને યજ્ઞોપવિત આદિ વ્રત, ઈત્યાદિક શુભકાર્ય ઉત્તરાયણમા એટલે મકર આદિ છ રાશિ ઉપર સૂર્ય હોય ત્યારે કરવુ શુભ છે અને દક્ષિણાયનમા એટલે કર્ક આદિ છ રાશિ ઉપર સૂર્ય રહે ત્યા સુધી તે શુભકાર્ય કરવુ અશુભ છે ॥ ૨ ॥

मास शुद्धि—

मिग्गसिराइ मासट्ठ चित्तपोसाहिए वि सुत्तु सुहा ।
जइ न गुरु सुक्को वा बालो वुड्ढो अ अत्थमिओ ॥ ३ ॥

* ચૈત્ર, પોષ અને અધિકમાસને છોડીને માગશિર આદિ આઠ માસ એટલે માગશિર, માઘ, ફાગણ, વૈશાખ, જેઠ અને આષાઢ એ મહીના શુભ છે। પરંતુ તેમા ગુરુ અથવા શુક્ર બાલ હોય વૃદ્ધ હોય, અથવા અસ્ત હોય તો તે મહીના અશુભ છે ॥ ૩ ॥

---

* ચૈત્ર માસમા જો મેષ સક્રાંતિ હોય અને પોષમા મકર સક્રાંતિ હોય તો તે બ નેમહીનામા પણ શુભ કાર્ય થઈ શકે છે।

वार शुद्धि—

आइच्च बुह विहप्फइ सणिवारा सुहया वयग्गहणे।
बिंबपइट्ठाए पुणो विहप्फइ सोम बुह सुक्का ॥ ११ ॥

રવિવાર, બુધવાર, ગુરુવાર અને શનિવાર એ વ્રતગ્રહણ કરવા માટે શુભ છે। તથા શુક્રવાર, સોમવાર, બુધવાર અને ગુરુવાર એ બિંબ પ્રતિષ્ઠા કરવામાટે શુભ છે ॥ ૧૧ ॥

रत्नमालामां कह्यु छे के—

तेजस्विनी क्षेमकृदग्निदाह विधायिनी स्याद्वरदा दृढा च।
आनन्दकृत्कल्पनिवासिनी च, सूर्यादिवारेषु भवेत् प्रतिष्ठा ॥ १२ ॥

રવિવારે પ્રતિષ્ઠા કરવાથી તે પ્રતિમા તેજવાળી અને પ્રભાવવાળી થાય છે। સોમવારે પ્રતિષ્ઠા કરવાથી કુશળ મંગળ કરનારી, મંગળવારે સ્થાપન કરે તો અગ્નિ દાહ કરનારી, બુધવારે સ્થાપન કરે તો મનવાંછિત દેવાવાળી, ગુરુવારે પ્રતિષ્ઠા કરે તો સ્થિર રહે, શુક્રવારે સ્થાપન કરે તો આનંદ દેનારી અને શનિવારે પ્રતિષ્ઠા કરે તો તે પ્રતિમા કલ્પપર્યંત અર્થાત્ સૂર્ય ચંદ્રમા રહે ત્યાં સુધી સ્થિર રહેવાવાળી થાય ॥ ૧૨ ॥

ग्रहोनु उच्चबल—

अजवृषमृगाङ्गनाकुलीरा झषवणिजौ च दिवाकरादितुङ्गाः।
दशशिखिमनुयुक्तिथीन्द्रियांशै स्त्रिनवकविंशतिभिश्च तेऽस्तनीचाः ॥१३॥

સૂર્ય મેષ રાશિનો હોય ત્યારે ઉચ્ચનો, તેમાં પણ દશ અંશ પરમ ઉચ્ચનો કહેવાય। ચંદ્રમા વૃષ રાશિનો હોય ત્યારે ઉચ્ચનો, તેમાં ત્રણ અંશ પરમ ઉચ્ચનો કહેવાય। મંગળ મકર રાશિનો ઉચ્ચ અને તેમાં અઠ્યાવીશ અંશ પરમ ઉચ્ચ। બુધ કન્યા રાશિનો ઉચ્ચ, તેમાં પંદર અંશ પરમ ઉચ્ચ। ગુરુ કર્ક રાશિનો ઉચ્ચ, તેમાં પાંચ અંશ પરમ ઉચ્ચ। શુક્ર મીન રાશિનો ઉચ્ચ અને તેમાં સત્યાવીશ અંશ પરમ ઉચ્ચ। શનિ તુલા રાશિનો ઉચ્ચ અને તેમાં વીશ અંશ પરમ ઉચ્ચ કહેવાય। એ ગ્રહો પોતાની ઉચ્ચ રાશિથી સાતમી રાશિ ઉપર હોય ત્યારે નીચ કહેવાય। જેમકે સૂર્ય મેષ રાશિનો ઉચ્ચ છે તેનાથી સાતમી રાશિ તુલાનો સૂર્ય હોય તે નીચ કહેવાય। તેમાં પણ દશ અંશ સુધી પરમ નીચ કહેવાય। આ પ્રમાણે બીજા ગ્રહોની નીચ અવસ્થા જાણવી ॥ ૧૩ ॥

सूर्यदग्धा तिथि—

छग चउ अट्ठमि छट्ठी दसमट्ठमि बार दसमि बीआ उ
बारसि चउत्थि बीआ मेसाइसु सुरदड्ढदिणा ॥ ८ ॥

મેષ આદિ રાશિઓ ઉપર સૂર્ય હોય ત્યારે અનુક્રમે છઠ, ચોથ, આઠમ, છઠ, દશમ, આઠમ, બારસ, દશમ, બીજ, બારસ, ચોથ અને બીજ એ સૂર્યદગ્ધા તિથિ કહેવાય છે ॥ ૮ ॥

सूर्य दग्धा तिथि यंत्र—

| | | | |
|---|---|---|---|
| धन-मीन सक्रांतिमा | २ | मिथुन कन्या सक्रांतिमा | ८ |
| वृष-कुंभ ,, | ४ | सिंह वृश्चिक ,, | १० |
| मेष-कर्क ,, | ६ | तुला-मकर ,, | १२ |

चंद्रदग्धा तिथि—

कुंभधणे अजमिहुणे तुलसीहे मयरमीण विसकक्के ।
विच्छियकन्नासु कमा बीआई समतिही उ ससिदड्ढा ॥ ९ ॥

કુંભ અને ધનનો ચંદ્રમા હોય ત્યારે બીજ, મેષ અને મિથુનનો ચંદ્રમા હોય ત્યારે ચોથ, તુલા અને સિંહનો ચંદ્રમા હોય ત્યારે છઠ, મકર અને મીનનો ચંદ્રમા હોય ત્યારે આઠમ, વૃષ અને કર્કનો ચંદ્રમા હોય ત્યારે દશમ, વૃશ્ચિક અને કન્યાનો ચંદ્રમા હોય ત્યારે બારશ એ બીજ આદિ સમ તિથિ ચંદ્રદગ્ધા તિથિ કહેવાય છે ॥ ૯ ॥

चंद्रदग्धातिथि यंत्र—

| | | | |
|---|---|---|---|
| कुंभ-धन ना चंद्रमामा | २ | मकर-मीनना चंद्रमामा | ८ |
| मेष मिथुनना ,, | ४ | वृष-कर्क ,, | १० |
| तुला-सिंह ,, | ६ | वृश्चिक कन्या ,, | १२ |

प्रतिष्ठा तिथि—

सियपक्खे पाडवय बीअ पंचमी दसमि तेरसी पुण्णा ।
कसिण पडिवय बीआ पंचमि सुहया पइट्ठाए ॥ १० ॥

શુક્લપક્ષની એકમ, બીજ, પાંચમ, દશમ, તેરસ અને પૂનમ તથા કૃષ્ણપક્ષની એકમ, બીજ અને પાંચમ એ તિથિઓ પ્રતિષ્ઠાના કાર્યમાં શુભ દાયક છે ॥ ૧૦ ॥

ग्रहोनु दृष्टिरल—

पश्यन्ति पादतो वृद्धया भ्रातृव्योम्नी त्रित्रिकोणके ।
चतुरस्रे स्त्रिय स्त्रीवन्मतेनायादिमावपि ॥ १६ ॥

दरेक ग्रह पोत पोतना स्थानथी त्रीजा अने दशमा स्थानने एक पाद दृष्टिथी, नवमा अने पाचमा स्थानने बे पाद दृष्टिथी, चोथा अने आठमा स्थानने त्रण पाद दृष्टिथी जोरे छे अने सातमा स्थानने चार पाद दृष्टिथी अर्थात् पूर्ण दृष्टिथी जोरे छे। कोई आचार्यनो एवो पण मत छे के—पहेला अने अग्यारमा स्थाने पूर्ण दृष्टिथी जोरे छे। बाकीना बीजा, छठ्ठा अने बारमा स्थानने कोई ग्रह देखता नथी ॥ १६ ॥

ग्रहो सातमा स्थानने पूर्ण दृष्टिथी जोरे छे के बीजा कोई स्थानने पण पूर्ण दृष्टिथी जोवे छे? ते स्पष्टपणे बतावे छे—

पश्येत् पूर्णं शनिर्भ्रातृव्योम्नी धर्मधियोर्गुरु ।
चतुरस्रे कुजोऽर्केन्दु-बुधशुक्रास्तु सप्तमम् ॥ १७ ॥

शनि त्रीजा अने दशमा स्थानने, गुरु नवमा अने पाचमा स्थानने, मंगळ चोथा अने आठमा स्थानने पूर्ण दृष्टिथी जोरे छे। रवि, सोम, बुध अने शुक्र ए चार ग्रहो पोताना स्थानथी सातमा स्थानने ज पूर्ण दृष्टिथी जोरे छे। जेमके—त्रीजा अने दशमा स्थान पर ग्रहोनी एक पाद दृष्टि छे, त्या शनिनी तो पूर्ण दृष्टि छे। नवमा अने पाचमा, चोथा अने आठमा, तथा सातमा स्थान पर जेम अन्य ग्रहोनी अनुक्रमे बे पाद, त्रण पाद अने पूर्ण दृष्टि छे, तेम शनिनी पण छे, तेथी शनिनी एक पाद दृष्टि कोई पण स्थान पर नथी। नवमा अने पाचमा स्थान पर अन्य ग्रहोनी बे पाद दृष्टि छे, त्या गुरुनी तो पूर्ण दृष्टि छे। जेम बीजा ग्रहोनी त्रीजा अने दशमा, चोथा अने आठमा तथा सातमा स्थान पर अनुक्रमे एक पाद, त्रण पाद अने पूर्ण दृष्टि छे, तेम गुरुनी पण छे, जेथी गुरुनी बे पाद दृष्टि कोई पण स्थान पर नथी। चोथा अने आठमा स्थान पर जेम अन्य ग्रहोनी त्रण पाद दृष्टि छे त्या मंगलनी तो पूर्ण दृष्टि छे। जेम बीजा ग्रहोनी त्रीजा अने दशमा, नवमा अने पाचमा तथा सातमा स्थान पर अनुक्रमे एक पाद, बे पाद अने पूर्ण दृष्टि छे, तेम मंगलनी पण छे, जेथी मंगलनी त्रण पाद दृष्टि कोई पण स्थान पर नथी, एम सिद्ध थाय छे। रवि, सोम, बुध अने शुक्र ए चार ग्रहोनी तो सातमा स्थान पर ज पूर्ण दृष्टि होवाथी बीजा कोई पण स्थानने तेओ पूर्ण दृष्टिथी जोता नथी।

ग्रहोनु स्वाभाविक मित्रफल—

> शत्रू मन्दसितौ समश्च शशिजो मित्राणि शेषा रवे
> स्तीक्ष्णांशुर्हिमरश्मिजश्च सुहृदौ शेषा समा शीतगो ।
> जीवेन्दूष्णकरा कुजस्य सुहृदो ज्ञोऽरि सितार्की समौ,
> मित्रे सूर्यसितौ बुधस्य हिमगु शत्रु समाश्चापरे ॥ १४ ॥
> सूरे सौम्यसितावरी रविसुतो मध्योऽपरे त्वन्यथा,
> सौम्यार्की सुहृदौ समौ कुजगुरू शुक्रस्य शेषावरी।
> शुक्रज्ञौ सुहृदौ सम सुरगुरु सौरस्य चान्येऽरयो,
> ये प्रोक्ता स्वत्रिकोणभादिषु पुनस्तेऽमी मया कीर्तिता ॥ १५ ॥

સૂર્યના શનિ અને શુક્ર શત્રુ છે, બુધ સમાન છે, તથા ચદ્રમા,મગળ અને ગુરૂ એ મિત્ર છે। ચદ્રમાના સૂર્ય અને બુધ મિત્ર છે, તથા મગળ, ગુરૂ, શુક્ર અને શનિ યે સમાન છે, શત્રુગ્રહ કાઈ નથી। મગળના સૂર્ય, ચદ્રમા અને ગુરૂ, યે મિત્ર છે, બુધ શત્રુ છે, તથા શુક્ર અને શનિ સમાન છે। બુધના સૂર્ય અને શુક્ર મિત્ર છે, ચદ્રમા શત્રુ છે, તથા મગળ, ગુરૂ અને શનિ એ સમાન છે। ગુરૂના બુધ અને શુક્ર શત્રુ છે, શનિ મધ્યમ છે, તથા સૂર્ય , ચદ્રમા અને મગળ એ મિત્ર છે। શુક્રના બુધ અને શનિ મિત્ર છે, મગળ અને ગુરૂ સમાન છે, તથા સૂર્ય, ચદ્રમા શત્રુ છે। શનિના શુક્ર અને બુધ મિત્ર છે, ગુરૂ સમાન છે, તથા સૂર્ય, ચદ્રમા અને મગળ એ શત્રુ છે। ઈત્યાદિ જે પોતાના ત્રિકોણ ભવનાદિ સ્થાનમા કહ્યુ તે આ ઉપરણ રૂપે બતાવ્યુ છે ॥ १४-१५ ॥

ग्रह मैत्री चक्र—

| ग्रहा | रवि | सोम | मगल | बुध | गुरु | शुक्र | शनि |
|---|---|---|---|---|---|---|---|
| मित्र | च० म० गु० | सू० बु० | सू० च० गु० | सू० शु० | सू० च० म० | बु० श० | बु० शु० |
| सम | बुध | म० गु०<br>शु० श० | शु० श० | म० गु०<br>श० | शनि | म० गु० | गुरु |
| शत्रु | शु० श० | ० | बुध | चद्रमा | बु० शु० | सू० च० | सू० च० म० |

प्रतिष्ठाना नक्षत्रो—

> मह मिअसिर हत्थुत्तर अणुराहा रेवई सवण मूल ।
> पुस्स पुणव्वसु रोहिणि साइ धणिट्ठा पइट्ठाए ॥ १८ ॥

મઘા, મૃગશિર, હસ્ત, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદા, અનુરાધા, રેવતી, શ્રવણ, મૂલ, પુષ્ય, પુનર્વસુ, રોહિણી, સ્વાતિ અને ધનિષ્ઠા એ નક્ષત્રો પ્રતિષ્ઠાના કાર્યમા શુભ છે ॥ ૧૮ ॥

शिलान्यास અને સૂત્રપાતના नक्षत्रो—

> चेइअसुअ धुवमिउ कर पुस्स धणिट्ठ सयभिसा साई ।
> पुस्स तिउत्तर रे रो कर मिग सवणे सिलनिवेसो ॥ १९ ॥

ધ્રુવસંજ્ઞક (ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદા અને રોહિણી) મૃદુસંજ્ઞક (મૃગશિર, રેવતી, ચિત્રા અને અનુરાધા), હસ્ત, પુષ્ય, ધનિષ્ઠા, શતભિષા અને સ્વાતિ એ નક્ષત્રોમા ચૈત્ય (મંદિર) નો સૂત્રપાત કરવો । તથા પુષ્ય, ત્રણે ઉત્તરા નક્ષત્ર, રેવતી, રોહિણી, હસ્ત, મૃગશિર અને શ્રવણ એ નક્ષત્રોમા શિલાની સ્થાપના કરવી ॥ ૧૯ ॥

प्रतिष्ठा कारक ना अशुभ नक्षत्र—

> कारावयस्स जम्मारिक्ख दस सोलस तह द्वार ।
> तेवीस पचवीस बिंबपइट्ठाइ वज्जिज्जा ॥ २० ॥

બિંબપ્રતિષ્ઠા કરાવનારાને પોતાનુ જન્મનક્ષત્ર, દશમુ, સોળમુ, અઢારમુ, તેવીસમુ અને પચીસમુ નક્ષત્ર હોય તો તે દિવસે બિંબપ્રતિષ્ઠાનુ કાર્ય છોડી દેવુ જોઇએ ॥ ૨૦ ॥

बिम्बप्रवेश—

> सयभिसपुस्स धणिट्ठा मिगसिर धुवमिउ अणहि सुहवारे ।
> ससि गुरुसिए उइए गिहे पवेसिज्ज पडिमाओ ॥ २१ ॥

શતભિષા, પુષ્ય, ધનિષ્ઠા, મૃગશિર, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદા, રોહિણી, ચિત્રા, અનુરાધા અને રેવતી એટલા નક્ષત્રોમા, તથા શુભવારોમા, ચંદ્રમા, ગુરૂ અને શુક્રના ઉદયમા પ્રતિમાનો પ્રવેશ કરાવવો સારો છે ॥ ૨૧ ॥

નવીન બિંબ કરાવનાર ગૃહસ્થને અનુકૂલ પ્રતિમાનુ નક્ષત્ર, યોનિ, ગણ આદિનુ બલ જોવાય છે, તે કહે છે—

राशिकूटनो परिहार—

नाडी योनिर्गणास्तारा चतुष्कं शुभदं यदि ।
तदा द्वादशषेऽपि नाथानां मकूटं शुभदं मतम् ॥ २९ ॥

जो नाडी, योनि, गण अने तारा ए चार शुभ होय तो राशिओना स्वामीओना मध्यस्थ पण होवा छतां पण राशि कूट शुभ त्यक मानेल छे ॥ २९ ॥

राशिओना स्वामी—

मेषादीशा कुज शुक्रो बुधश्चन्द्रो रविर्बुध ।
शुक्र कुजो गुरुर्मन्दो मन्दो जीव इति क्रमात् ॥ ३० ॥

मेषराशिनो स्वामी मंगल, वृषनो शुक्र, मिथुननो बुध, कर्कनो चंद्रमा, सिंहनो रवि, कन्यानो बुध, तुलानो शुक्र, वृश्चिकनो मंगल, धननो गुरु, मकरनो शनि, कुंभनो शनि अने मीननो स्वामी गुरु छे । ए प्रमाणे बार राशिओना स्वामी जाणवा ॥ ३० ॥

नाडीकूट—

ज्येष्ठार्यमेशनीराधिपभयुगयुग दास्रभं चैकनाडी,
पुष्ये दुत्वाष्ट्रमित्रान्तकवसुजलभं योनिबुध्न्ये च मध्या ।
वाय्वग्निव्यालविश्वोडुयुगयुगमथो पौष्णभं चापरा स्याद्,
दम्पत्योरेकनाड्यां परिणयनमसन्मध्यनाड्यां हि मृत्यु ॥ ३१ ॥

ज्येष्ठा, मूल, उत्तराफाल्गुनी, हस्त, आर्द्रा, पुनर्वसु, शततारका, पूर्वाभाद्रपद अने अश्विनी ए नव नक्षत्रोनी आद्य नाडी छे । पुष्य, मृगशिर, चित्रा, अनुराधा, भरणी, धनिष्ठा पूर्वाषाढा, पूर्वाफाल्गुनी अने उत्तराभाद्रपद ए नव नक्षत्रोनी मध्यनाडी छे । स्वाति, विशाखा, कृत्तिका, रोहिणी, आश्लेषा, मघा, उत्तराषाढा, श्रवण अने रेवती ए नव नक्षत्रोनी अन्त्य नाडी छे । वरवधूना एक नाडीमां विवाह करे तो ते अशुभ छे अने मध्यनाडीमां विवाह करे तो मृत्यु थाय ॥ ३१ ॥

नाडीफल—

सुअसुत्तिमेवयासिस्सा वरपुरठेस सुह एगनाडीआ ।
कन्ना पुण परिणीआ हणइ पइ ससुर सासु च ॥ ३२ ॥
एकनाडीस्थिता यत्र गुरुर्मन्त्रश्च देवता ।
तत्र द्वेषं रुजं मृत्युं क्रमेण फलमादिशेत् ॥ ३३ ॥

नक्षत्रोनी गण संज्ञा—

> दिव्यो गण किल पुनर्वसुपुष्यहस्त
> स्वात्यश्विनीश्रवणपौष्णमृगानुराधा ।
> स्यान्मानुषस्तु भरणी कमलासनर्क्ष
> पूर्वोत्तरात्रितयशङ्करदेवतानि ॥ २५ ॥
> रक्षोगण पितृभराक्षसवासवैन्द्र
> चित्राद्विदैवचरणाग्निभुजङ्गभानि ।
> प्रीति स्वयोरति नरामरयोस्तु मध्या,
> वैरं पलादसुरयोर्मृतिरन्त्ययोस्तु ॥ २६ ॥

પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતિ, અશ્વિની, શ્રવણ રેવતી, મૃગશિર અને અનુરાધા એ નવ નક્ષત્ર દેવગણવાળા છે। ભરણી, રોહિણી, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ । અને આર્દ્રા એ નવ નક્ષત્ર મનુષ્યગણવાળા છે। મઘા, મૂલ, ધનિષ્ઠા, જ્યેષ્ઠા, ચિત્રા, વિશાખા, શતભિષા કૃત્તિકા અને આશ્લેષા એ નવ નક્ષત્ર રાક્ષસ ગણવાળા છે। બન્ને એકજ વર્ગમા હોય તો અત્યત પ્રીતિ રહે। એકનો મનુષ્યગણ અને બીજાનો દેવગણ હોય તો મધ્યમ પ્રીતિ રહે, એકનો દેવગણ અને બીજાનો રાક્ષસ ગણ હોય તો પરસ્પર દ્વેષ રહે। તથા એકનો મનુષ્ય ગણ અને બીજાનો રાક્ષસ ગણ હોય તો મૃત્યુકારક છે ॥ ૨૫ ૨૬ ॥

राशिकूट—

> विसमा अट्ठमे पीई समाउ अट्ठमे रिऊ ।
> सत्तु छट्ठट्ठम नामरासिहि परिवज्जए ॥ २७ ॥
> बीयबारसम्मि वज्जे नवपंचमगं तहा ।
> सेसेसु पीई निद्दिट्ठा जइ दुचागरसुत्तमा ॥ २८ ॥

વિષમરાશિ (૧ ૩ ૫-૭ ૯-૧૧) થી આઠમી રાશિની સાથે મિત્રતા છે અને સમરાશિ (૨ ૪ ૬ ૮ ૧૦ ૧૨) થી આઠમી રાશિની સાથે શત્રુતા છે। તથા વિષમરાશિથી છઠી રાશિની સાથે શત્રુતા છે અને સમરાશિથી છઠી રાશિની સાથે મિત્રતા છે। જો છઠી અને આઠમી બીજી અને બારમી, તથા નવમી અને પાચમી રાશિઓના સ્વામીની સાથે પરસ્પર મિત્રતા ન હો તો પણ છોડવી જોઈએ। બીજી સાતમીથી સાતમી રાશિ, ત્રીજીથી અગ્યારમી રાશિ, તથા દશમી અને ચોથી રાશિ પરસ્પર શુભ છે ॥ ૨૭ ૨૮ ॥

वर्ग बल—

अकचटतपयशवर्गाः खगेशमार्जारसिंहशुनाम् ।
सर्पाखुमृगावीनां निजपञ्चमवैरिणामष्टौ ॥ ३७ ॥

અવર્ગ, કવર્ગ, ચવર્ગ, ટવર્ગ, તવર્ગ, પવર્ગ, યવર્ગ, અને શવર્ગ, એ આઠ વર્ગ છે। તેના સ્વામી—અવર્ગનો ગરૂડ, કવર્ગનો બીલાડો, ચવર્ગનો સિંહ, ટવર્ગનો કૂતરો, તવર્ગનો સર્પ, પવર્ગનો ઉંદર, યવર્ગનો હરણ, અને શવર્ગનો બકરો છે। એ આઠ વર્ગોમા પોતાના વર્ગથી પાચમો વર્ગ શત્રુ જાણવો ॥ ૩૭ ॥

લે ॥ દેનીનો વિચાર—

नामादिवर्गाङ्कमथैकवर्गे, वर्गाङ्कमेव क्रमतोत्क्रमाच ।
न्यस्योभयोरष्टहृतावशिष्टेऽर्द्धिते विशोपा प्रयत्नेन ज्ञेया ॥ ३८ ॥

બન્નેના નામના પહેલા અક્ષરવાળા વર્ગના આંકોને અનુક્રમે પાસે લખીને, પછી તેને આઠથી ભાગો, જે શેષ રહે તેના અરધા કરો, બાકી રહે તેટલા વિશ્વા પહેલા અંકો વર્ગવાળો બીજા વર્ગવાળાનો કરજ જાણવો। એ પ્રમાણે વર્ગના અંકોને ઉત્ક્રમથી અર્થાત્ બીજા વર્ગના આંકને પહેલા લખી પૂર્વવત્ ક્રિયા કરો। પછી બન્નેમા જેના વિશ્વા અધિક હોય તે કરજદાર જાણવો ॥ ૩૮ ॥

ઉદાહરણ—મહાવીરસ્વામી અને જિનદાસ આ બન્ને નામમા પહેલા મહાવીરસ્વામીનો વર્ગ છઠ્ઠો છે, અને જિનદાસનો વર્ગ ત્રીજો છે, તે બન્ને વર્ગના અંક પાસે લખ્યા તો ૬૩ થયા, તેને આઠે ભાગ્યા તો શેષ ૭ રહ્યા, તેના અરધા કર્યા તો બાકી ૩ા વિશ્વા રહ્યા, જેથી મહાવીરસ્વામી જિનદાસના સાડા ત્રણ વિશ્વા કરજદાર છે। હવે ઉત્ક્રમથી અંકોને જિનદાસના વર્ગાંકને પહેલા લખ્યો તો ૩૬ થયા તેને આઠે ભાગ્યા તો શેષ ૪ રહ્યા, તેના અરધા કર્યા તો બાકી ૨ વિશ્વા રહ્યા જેથી જિનદાસ મહાવીરસ્વામીના બે વિશ્વા કરજદાર છે। પછી તે બન્નેની બાકી બાદ કરી તો બાકી ૧ા વિશ્વા મહાવીરસ્વામીના અધિક રહ્યા, માટે મહાવીરસ્વામી ૧ા વિશ્વા જિનદાસના કરજદાર છે। એ પ્રમાણે સર્વત્ર જાણવું।

યોનિ, ગણ, રાશિ, તારાશુદ્ધિ અને નાડીવેધ એ પાચ તો જન્મના નક્ષત્રથી જોવા। જો જન્મ નક્ષત્ર માલૂમ ન હોય તો પછી નામ નક્ષત્રથી જોવા। પરંતુ વર્ગમૈત્રી અને લેણાદેણી તો પ્રસિદ્ધ બોલતા નામના નક્ષત્રથી જોવા એમ આરંભસિદ્ધિ ગ્રંથમા કહ્યું છે।

પુત્ર, મિત્ર, સેવક, શિષ્ય, ઘર, પુર અને દેશ, એ એક નાડીમા હોય તો શુભ છે। પરંતુ કન્યાના વિવાહ એકનાડીમા કરવામા આવે તો પતિ, સાસરો અને સાસુનો વિનાશ થાય। ગુરુ, મન્ત્ર અને દેવ, એ એક નાડીમા હોય તો અનુક્રમે શત્રુતા, રોગ અને મૃત્યુ કરે છે ॥ ૩૨-૩૩ ॥

तारा बल—

जनिभान्नवकेषु त्रिषु जनिकर्माधानसञ्ज्ञिता प्रथमा ।
ताभ्यस्त्रिपञ्चसप्तमतारा स्युर्न हि शुभा क्वचन ॥ ३४ ॥

જન્મ નક્ષત્ર અથવા નામ નક્ષત્રથી શરૂઆત કરીને નવ નવ નક્ષત્રની ત્રણ લાઇન કરવી। એ ત્રણે લાઈનમા પહેલા પહેલા તારાના નામ અનુક્રમે જન્મતારા, કર્મતારા અને આધાનતારા છે। આ નવ નવની ત્રણે લાઈનમા ત્રીજી, પાચમી અને સાતમી તારા અશુભ છે ॥ ૩૪ ॥

तारानो यन्त्र—

| जन्म १ | संपत् २ | विपत् | क्षेम ४ | यम ५ | साधन ६ | निधन ७ | मैत्री ८ | परममैत्री ९ |
|---|---|---|---|---|---|---|---|---|
| कर्म १० | ,, ११ | ,, १२ | ,, १३ | ,, १४ | ,, १५ | ,, १६ | ,, १७ | ,, १८ |
| आधान १९ | ,, २० | ,, २१ | ,, २२ | २३ | ,, २४ | ,, २५ | २६ | २७ |

એ તારાઓમા પ્રથમ, બીજી અને આઠમી તારા મધ્યમ ફલ આપે છે। ત્રીજી, પાચમી અને સાતમી તારા અધમ છે। તથા ચોથી, છઠી અને નવમી તારા શ્રેષ્ઠ છે। કહ્યુ છે કે—

ऋक्षं न्यूनं तिथिर्न्यूना क्षपानाथोऽपि चाष्टमः ।
तत्सर्वं शमयेत्तारा षट्चतुर्नवसंस्थिता ॥ ३५ ॥

નક્ષત્ર અશુભ હોય, તિથિ અશુભ હોય અને ચદ્રમા પણ આઠમા અશુભ હોય, એ બધાને છઠી, ચોથી અને નવમી તારા હોય તો દાબી દે છે। અર્થાત્ એ અશુભ ફલ આપી શકતા નથી ॥ ૩૫ ॥

यात्रायुद्धविवाहेषु जन्मतारा न शोभना ।
शुभाऽन्यशुभकार्येषु प्रवेशे च विशेषतः ॥ ३६ ॥

યાત્રા, યુદ્ધ અને વિવાહમા જન્મની તારા શુભ નથી, પરંતુ બીજા શુભ કાર્યોમા જન્મની તારા શુભ છે અને પ્રવેશ કરવામા તો વિશેષ કરીને શુભ છે ॥ ૩૬ ॥

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| १४ | चित्रा | प पो रा री | २ कन्या २ तुला | २ वैश्य शूद्र | मनुष्य | व्याघ्र | २ बुध २ शुक्र | राक्षस | मध्य |
| १ | स्वाति | रु रे रो ता | तुला | शूद्र | मनुष्य | भैंस | शुक्र | देव | अन्त्य |
| | विशाखा | ती तु ते तो | ३ तुला १ वृश्चिक | ३ शूद्र १ ब्राह्मण | ३ मनुष्य १ कीड़ा | व्याघ्र | ३ शुक्र १ मंगल | राक्षस | अन्त्य |
| १७ | अनुराधा | ना नी नु ने | वृश्चिक | ब्राह्मण | कीड़ा | हीरण | मंगल | देव | मध्य |
| १८ | ज्येष्ठा | नो या यी यु | वृश्चिक | ब्राह्मण | कीड़ा | हीरण | मंगल | राक्षस | आद्य |
| १९ | मूल | ये यो भा भी | धन | क्षत्रिय | मनुष्य | कुकर | गुरु | राक्षस | आद्य |
| ० | पूर्वाषाढा | भु धा फ ढा | धन | क्षत्रिय | मनुष्य चतुष्पद | वानर | गुरु | मनुष्य | मध्य |
| २१ | उत्तराषाढा | भे भो जा जी | १ धन ३ मकर | १ क्षत्रिय ३ वैश्य | चतुष्पद | नौला | १ गुरु ३ शनि | मनुष्य | अन्त्य |
| २२ | श्रवण | खि खू खे खो | मकर | वैश्य | चतुष्पद जलचर | वानर | शनि | देव | अन्त्य |
| २३ | धनिष्ठा | गा गी गु गे | २ मकर २ कुंभ | २ वैश्य २ शूद्र | २ जलचर २ मनुष्य | सिंह | शनि | राक्षस | मध्य |
| २४ | शतभिष | गो सा सी सु | कुंभ | शूद्र | मनुष्य | घोड़ा | शनि | राक्षस | आद्य |
| | पूर्वाभाद्र | से सो दा दी | ३ कुंभ १ मीन | ३ शूद्र १ ब्राह्मण | मनुष्य १ जलचर | सिंह | ३ शनि १ गुरु | मनुष्य | आद्य |
| २६ | उत्तराभाद्र | दु थ झ ञ | मीन | ब्राह्मण | जलचर | गौ | गुरु | मनुष्य | मध्य |
| ७ | रेवती | दे दो चा ची | मीन | ब्राह्मण | जलचर | हाथी | गुरु | देव | अन्त्य |

राशि, योनि, नाडी, गण आदि जाणनानु शतपदचक्र—

| संख्या | नक्षत्र | अक्षर | राशि | वर्ण | वश्य | योनि | राशीश | गण | नाडी |
|---|---|---|---|---|---|---|---|---|---|
| १ | अश्विनी | चू चे चो ला | मेष | क्षत्रिय | चतुष्पद | अश्व | मंगल | देव | आद्य |
| २ | भरणी | ली लू ले लो | मेष | क्षत्रिय | चतुष्पद | गज | मंगल | मनुष्य | मध्य |
| ३ | कृत्तिका | अ इ उ ए | १ मेष ३ वृष | १ क्षत्रिय ३ वैश्य | चतुष्पद | बकरा | १ मंगल ३ शुक्र | राक्षस | अन्त्य |
| ४ | रोहिणी | ओ वा वी वु | वृष | वैश्य | चतुष्पद | सर्प | शुक्र | मनुष्य | अन्त्य |
| ५ | मृगशिर | वे वो का की | २ वृष २ मिथुन | २ वैश्य २ शूद्र | २ चतुष्पद २ मनुष्य | सर्प | २ शुक्र २ बुध | देव | मध्य |
| ६ | आर्द्रा | कु घ ङ छ | मिथुन | शूद्र | मनुष्य | श्वान | बुध | मनुष्य | आद्य |
| ७ | पुनर्वसु | के को हा ही | ३ मिथुन १ कर्क | ३ शूद्र १ ब्राह्मण | ३ मनुष्य १ जलचर | मार्जार | ३ बुध १ चन्द्र | देव | आद्य |
| ८ | पुष्य | हु हे हो डा | कर्क | ब्राह्मण | जलचर | बकरा | चन्द्रमा | देव | मध्य |
| ९ | आश्लेषा | डी डु डे डो | कर्क | ब्राह्मण | जलचर | मार्जार | चन्द्रमा | राक्षस | अन्त्य |
| १० | मघा | मा मी मु मे | सिंह | क्षत्रिय | वनचर | चूहा | सूर्य | राक्षस | अन्त्य |
| ११ | पूर्वा फा | मो टा टी टु | सिंह | क्षत्रिय | वनचर | चूहा | सूर्य | मनुष्य | मध्य |
| १२ | उत्तरा फा | टे टो पा पी | १ सिंह ३ कन्या | १ क्षत्रिय ३ वैश्य | १ वनचर ३ मनुष्य | गौ | १ सूर्य ३ बुध | मनुष्य | आद्य |
| १३ | हस्त | पु ष ण ठ | कन्या | वैश्य | मनुष्य | भैंस | बुध | देव | आद्य |

जिनेश्वरना नक्षत्रआदि जाणवानु चक्र--

| अंक | जिन नाम | नक्षत्र | योनि | गण | तारा | राशि | राशीश्वर | नाडी | वर्ग वर्गेश्वर |
|---|---|---|---|---|---|---|---|---|---|
| १ | ऋषभदेव | उत्तराषाढा | नकुल | मनुष्य | ३ | धन | गुरु | अंत्य | १ गरुड |
| २ | अजितनाथ | रोहिणी | सर्प | मनुष्य | ४ | वृषभ | शुक्र | अंत्य | १ गरुड |
| ३ | संभवनाथ | मृगशिर | सर्प | देव | ५ | मिथुन | बुध | मध्य | ८ मेष |
| ४ | अभिनंदन | पुनर्वसु | बिडाल | देव | ७ | मिथुन | बुध | आद्य | १ गरुड |
| ५ | सुमति | मघा | उंदर | राक्षस | १ | सिंह | सूर्य | अंत्य | ८ मेष |
| ६ | पद्मप्रभ | चित्रा | व्याघ्र | राक्षस | ५ | कन्या | बुध | मध्य | ६ उंदर |
| ७ | सुपार्श्व | विशाखा | व्याघ्र | राक्षस | ७ | तुला | शुक्र | अंत्य | ८ मेष |
| ८ | चंद्रप्रभ | अनुराधा | हरिण | देव | ८ | वृश्चिक | मंगल | मध्य | ३ सिंह |
| ९ | सुविधि | मूल | श्वान | राक्षस | १ | धन | गुरु | आद्य | ८ मेष |
| १० | शीतल | पूर्वाषाढा | वानर | मनुष्य | २ | धन | गुरु | मध्य | ८ मेष |
| ११ | श्रेयांस | श्रवण | वानर | देव | ४ | मकर | शनि | अंत्य | ८ मेष |
| १२ | वासुपूज्य | शतभिषा | अश्व | राक्षस | ६ | कुंभ | शनि | आद्य | ७ हरिण |

નવીન બીબ કરાનનાર તથા પ્રતિષ્ઠા કરાનનાર ગૃહસ્થની સાથે તીર્થ-રની રાશિ, ગણ, નાડી, વર્ગઆદિ મેળનાય છે, જેથી તીર્થંકરોની રાશિ આદિ સ્વરૂપ નીચે પ્રમાણે બતાવે છે।

तीर्थंकरोना ज म नक्षत्र—

वैश्वी ब्राह्म मृगा पुनर्वसु मघा चित्रा विशाखास्तथा,
राधा मूल जलर्क्ष विष्णु वरुणर्क्षा भाद्रपादोत्तरा ।
पौष्ण पुष्य यमर्क्ष दाहनयुता पौष्णाश्विनी वैष्णवा,
दास्री त्वष्ट्र विशाग्विकार्यमयुता जन्मर्क्षमालार्हताम् ॥ ३९ ॥

ઉત્તરાષાઢા ૧, રોહિણી ૨, મૃગશિર ૩, પુનર્વસુ ૪, મઘા ૫, ચિત્રા ૬, વિશાખા ૭, અનુરાધા ૮, મૂલ ૯, પૂર્વાષાઢા ૧૦, શ્રવણ ૧૧, શતભિષા ૧૨, ઉત્તરાભાદ્રપ૦ ૧૩, રેવતી ૧૪, પુષ્ય ૧૫, × ભરણી ૧૬, કૃત્તિકા ૧૭, રેવતી ૧૮, અશ્વિની ૧૯, શ્રવણ ૨૦, અશ્વિની ૨૧, ચિત્રા ૨૨, વિશાખા ૨૩, અને ઉત્તરાફાલ્ગુની ૨૪, એ અનુક્રમે ચોવીસ તીર્થંકરોના જન્મ નક્ષત્ર છે ॥૩૯॥

तीथकरोनी जन्म राशि—

चापो गौर्मिथुनद्वय मृगपति कन्या तुला वृश्चिक
श्चापश्चापमृगास्यकुम्भशफरा मत्स्य कुलीरो हुडु ।
गौर्मीनो हुडुरेणवक्त्रहुडुका कन्या तुला कन्यका,
विज्ञेया क्रमतोऽर्हता मुनिजनै सूत्रोदिता राशय ॥ ४० ॥

ધન ૧, વૃષભ ૨, મિથુન ૩, મિથુન ૪, સિંહ ૫, કન્યા ૬, તુલા ૭, વૃશ્ચિક ૮, ધન ૯, ધન ૧૦, મકર ૧૧, કુંભ ૧૨, મીન ૧૩, મીન ૧૪, કર્ક ૧૫ મેષ ૧૬, વૃષભ ૧૭, મીન ૧૮, મેષ ૧૯ મકર૨૦, મેષ ૨૧, કન્યા૨૨, તુલા ૨૩, અને કન્યા ૨૪, એ અનુક્રમે તીર્થંકરોની જન્મ રાશિ છે॥૪૦॥

વિશેષ પ્રકારે તીથકરોના નક્ષત્ર, રાશિ, યોનિ, ગણ, નાડી, તારા, અને વર્ગ આદિ નીચે જણાવેલ ધારણાયંત્રથી જાણના।

× છપાયેલ બૃહદ્ધારણાયંત્રમા અને દિનશુદ્ધિ દીપિકામા શ્રીશાંતિનાથ ભગવાનનું જન્મ નક્ષત્ર અશ્વિની લખ્યુ છે। તે ભુલ છે। સપ્તત્ર ત્રિષષ્ટી આદિ ગ્રંથોમા ભરણી નક્ષત્ર જણાવ્યુ છે।

जिनेश्वरना नक्षत्रआदि जाणवानु चक्र--

| अंक | जिन नाम | नक्षत्र | योनि | गण | तारा | राशि | राशीश्वर | नाडी | वर्ग वर्गेश्वर |
|---|---|---|---|---|---|---|---|---|---|
| १ | ऋषभदेव | उत्तराषाढा | नकुल | मनुष्य | ३ | धन | गुरु | अत्य | १ गरुड |
| २ | अजितनाथ | रोहिणी | सर्प | मनुष्य | ४ | वृषभ | शुक्र | अत्य | १ गरुड |
| ३ | संभवनाथ | मृगशिर | सर्प | देव | ५ | मिथुन | बुध | मध्य | ८ मेष |
| ४ | अभिनंदन | पुनर्वसु | बिडाल | देव | ७ | मिथुन | बुध | आद्य | १ गरुड |
| ५ | सुमति | मघा | उदर | राक्षस | १ | सिंह | सूर्य | अत्य | ८ मेष |
| ६ | पद्मप्रभ | चित्रा | व्याघ्र | राक्षस | [illegible] | कन्या | बुध | मध्य | ६ उदर |
| ७ | सुपार्श्व | विशाखा | व्याघ्र | राक्षस | ७ | तुला | शुक्र | अत्य | ८ मेष |
| ८ | चंद्रप्रभ | अनुराधा | हरिण | देव | ८ | वृश्चिक | मंगल | मध्य | ३ सिंह |
| ९ | सुविधि | मूल | श्वान | राक्षस | १ | धन | गुरु | आद्य | ८ मेष |
| १० | शीतल | पूर्वाषाढा | वानर | मनुष्य | २ | धन | गुरु | मध्य | ८ मेष |
| ११ | श्रेयांस | श्रवण | वानर | देव | ४ | मकर | शनि | अत्य | ८ मेष |
| १२ | वासुपूज्य | शतभिषा | अश्व | राक्षस | ६ | कुंभ | शनि | आद्य | ७ हरिण |

